પુરુષોત્તમ ગ્રંથમાળા-૪

# ભયંકર ભુજંગ.

લેખક —

ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ.

પ્રત ૧૧૦૦ સવંત ૧૯૮૦

મૂલ્ય રૂ. ૧-૮-૦.

પ્રકાશક —
ભીખાભાઈ પુરૂષોત્તમ વ્યાસ.
"બાલ" કાર્યાલય-ગોધરા ૪.

સોલ એજન્ટ —
આર વનમાળીદાસ બુકસેલર.
જુની ભાટીયા મહાજન વાડી સામે.
૩૯૭, કાલબાદેવી રોડ મુંબઈ. ૨

મુદ્રક —
નટવરલાલ શંકરલાલ મહેતા.
વિવેકાનંદ મુદ્રણાલય,
ખાડીઆ,—અમદાવાદ.

# પ્રસ્તાવના:—

આ નવલકથા મૂળ નાટક રૂપે પાચ વર્ષ પર લખાઈ, પરતુ નાટક ભજવવા માટે લખાણુ થઇ પડતુ હોવાથી તેને વાર્તા રૂપે ઘડી કાઢી તૈયાર થતા અમદાવાદના દૈનિક સ્વરાજ્ય પત્રમા ચાલુ વાર્તા તરીકે કટકે કટકે છપાઇ મિત્રવર્ગ અને વાચકોની ભલામણથી પુસ્તક રૂપમા મૂકવા સજોગો અનુકુળ થતા ભાગ્યશાળી થાઉ છુ.

આમા ભૂલો હશે વિચારો નવા સવા હશે, છતાય વાર્તાનુ સ્વરૂપ કેવળ સ્વતત્ર છે. એક પણ પુસ્તકનો ઉતારો કે અનુસરણુ નથી. પૃથક્ પૃથક્ જે વિચારો થતા, જે ચિત્રો નજર સમક્ષ પડતા તે આ વાર્તામા ઉતારવા યત્ન કર્યો છે મને રૂચતા વિચાર મે રજુ કર્યા છે. કેટલાક સીધીરીતે ને કેટલાક આડકતરી રીતે તેમા થોડા સ્વીકાર્ય પણ હોય ને ના પણ હોય ! !

આ વાર્તા સામાજીક અને રાજકિય બન્ને છે ગત મહાભારત યુદ્ધનો ચિતાર નજર સમક્ષ હોતા, તે છાપ પણ નવલકથામા ઉતરવા પામી છે એ યુદ્ધનુ વસ્તુ વાર્તામા હાથ લાગ્યુ છે

કચન અને સુદરીના પાત્રો વાર્તામા નવિન છે શકા, કુશકા મા વાચકને નાખી દે તેમ છે છતાય તે અસભવિત નથી શકય છે બન્ને પાત્રો ભિન્ન ભિન્ન આદર્શના છે કચન જેવા કેટલાય પાત્રો સમાજમા વસતા હશે સુદરી જેવા પણ ગણ્યા ગાઠ્યા હશે તો ખગાજ પણ છુપા સ્ત્રી રત્નો.

સ્ત્રી સુધારણાની, સમાર સુધારાની કેટલી ભારે જરૂર છે તે આ ઉપરથી જણાશે સ્ત્રી કેળવણી એ સકુચિત નથી, ઘણી વિસ્તાર્ય છે ને તે માટે હજી સુધારકો અને નેતાઓને ઘણુ કરવાનુ બાકી છે ''

આ કથામા કઇ અલભ્ય હોય તો વાચકો સુધરાવશે તે મને ઘટિત લાગે સુધારવા નહિ ચૂકુ ''

ચાલુ રૂઢી પ્રમાણે પ્રસ્તાવના, ઉપોદ્દ્વાતો ને ઓળખ જાણીતા બીજા માણસો પાસે લખાવાય છે એમ ન કરતા કથાનુ સહજ ઓળખાણ કરાવી, ભૂલ ચૂક માટે ક્ષમા માગીશ

છેવટે ભાઇ ડૉ પાઠકનો તથા વિવેકાનદ પ્રેસના માલિક ભાઇ નટવરલાલ મ્હેતાનો આભાર માનવાની ફરજ સમજુ છુ અસ્તુ –

બુદ્ધ જયતિ
૧૯૮૦
મુબાઇ.

**ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ.**

# શ્રીયુત્ નૃસિંહરામ શંકરલાલ વકીલ

શુભસ્થળ —સાવલી

આપ મારી સ્વજ્ઞાતિના અને બાલસ્નેહી છો, આપે જ્ઞાતિસુધારણા અને સમાજસેવાના કાર્યમા સારો હિસ્સો આપ્યો છે થોડા સમયમા બુદ્ધિચાતુર્યને ઉદ્યોગની ચિવટે ઘણી સારી સ્થિતિ પર આવ્યા છો. આ વિશ્વાસઘાતના વધતા જતા જમાનામા, મિત્રદ્રોહના બગડતા જતા દુષ્ટ વાતાવરણમા આપ જેવા નિસ્વાર્થી મિત્ર મારા પ્રત્યે સ્નેહ ધરાવી, મારા કાર્ય પ્રત્યે આશિષ તથા સલાહ આપો છો તેના વિનિમયમા આ મારી પ્રથમ નવલ-કથાની કૃતિ સિવાય બીજુ શુ અર્પી શકુ ?

લિ. તમારો **ભીખાભાઈ**

# અનુક્રમણિકા.

ખંડ પહેલો —



ખંડ બીજો —

॥ ॐ ॥

# ભયંકર ભુજંગ.

( ખંડ પહેલો )

## પ્રકરણ ૧

### સ્નેહમાં વ્હેમ !

હે પ્રભો ! શું વદુ ? શું રડું ? હૃદય રડી રડી શ્રમિત થયું, ઉભરા ઠલવાઇ ગયા, બાકી કાંઇ નથી શું સર્વત્ર આજ જાળ પ્રસરી રહી હશે ? સ્નેહમાં જ્યાં ને ત્યાં આવાજ વિઘ્નો ? સ્નેહમાં સ્વાર્થનો વાસો ખરો કે ? મોહ હોય ખરો કે ? જ્યારે સ્નેહી તરફથી કરડી નજર થાય, દિલ બેવફા થાય ત્યારે સ્નેહ એ ક્યાં રહ્યો ? માતપિતાનો સંબંધ એ સ્વાર્થ કે સ્નેહ ? ભ્રાત ભગિનીનો સંબંધ એ શું ? પતિ પત્નિ વચ્ચે શું ? ઓ વિભુ ! સમજાવ, સમજાવ એ ભેદી ભરમો સમજાવ. આજનો બનાવ તે શું સ્નેહ કે સ્નેહમાં વહેમ ?

સ્નેહીઓ વચ્ચે ભિન્નતા હોય ખરી કે ? સ્નેહીના દીલ એક-મેકથી જુદા પડી શકે ? સ્વાર્થપૂર્ણ મોહિત વસ્તુઓ જેવી કે કામીની-કાંચનમાં તેને મોહ થાય ખરો કે ? વિઘ્નોને ત્યાં સ્થાન મળે

અરે ! એ સ્નેહના જાણનહારો બતાવો, બતાવો સ્નેહની પરિસીમા " સ્નેહ એ શું ? સ્નેહ ક્યાં વસે છે ? શું હું જેને સ્નેહ માનતો આવ્યો છું તે સ્નેહ નહિ ને કાંઇ અન્ય છે ? શું તે સ્નેહ કે સ્નેહમાં વહેમ ?

વાચક ! આ ઉદ્‌ગારો કેવા હશે ? હૈડું પીગળી જાય તેવા છે કે નહિ તેની ખાતરી તો તારૂં સારાસારનો વિચાર કરનારૂં હૃદય કરી શકે અત્યારે આ સમય અશાંતિનો છે ઘોર અંધકારનો છે એક નવયુવક પોતાના તેજસ્વી પણ મલિન, પવિત્ર પણ કલંકિત, સ્નેહી પણ ભુલું પડેલું હૃદય અશ્રુજળે ભીંજવી રહ્યો છે પોતાના જીવનમાં બનતા બનાવોને વિચારી રહ્યો છે

જગદિશ તે કુન્દનપુરીના એક ધનાઢ્ય જાગીરદારનો પુત્ર હતો, તેની જાગીર અત્યારે નામનીજ હતી પિતાના મરણ બાદ જાગીરની વ્યવસ્થા તેના લુચ્ચા ભાગીદારોએ વેડફી નાખી, પિતાએ સંગ્રહ કરી રાખેલા થોડા દ્રવ્યથી વિદ્યા મેળવી પોતાની વિધવા માતથા નાની બેનના સહવાસથી જીવન ગુજારતા સામાન્ય કેળવણી પૂરી કરી ઉચ્ચી કેળવણી મેળવવા તેનું દિલ ઘણું હતું, પરંતુ દીનતા અને પોતાને શિર કુટુમ્બને પોષવાનું કાર્ય આવી પડવાથી તે વિચારો દૂર કરી કોઇ ધંધામાં જોડાઇ શાંતિથી નિવૃત્તિનો વખત ગુજારવો તેવો સંકલ્પ કર્યો પરંતુ શાંતિના ચહાનારાને શાંતિ ક્યાંથી હોય ? શાંતિ મેળવવા ખાતર પોતાના બાપદાદાની મીલકત સામું નજર સરખી કરી નહિ, ભાગીદારોને છેડયા નહિ તેને સમજાવવા તેના અન્ય સ્નેહી સંબંધીઓએ પ્રયત્ન કર્યાં પણ તે સર્વ નિષ્ફળ ગયા મા બિચારા ભોળી અને સુશિલ હોવાથી, તેમજ પોતાને એકનો એક પુત્ર તથા પુત્રી હોવાથી ઇશ્વર પાસે એ બન્નેનું હિત ઇચ્છી જે મળે

તેથી સતોષ માની ઇશ્વર સ્મરણમા જીદગી ગુજારતી પિતાએ એકત્ર કરેલો પસો અત્યાર સુધીના ખર્ચોમા ગયો તે સિવાય અધુરામા પુરુ ઘરમા આગ લાગવાથી સર્વ સરસામાન બળી ખાખ થયો ને કાંઇક નીકળ્યુ તે લઇ પોતાના બીજા એક સાધારણ મકાનમા રહી જીદગી ગુજારતી અત્યારે જગદીશ તેજ મકાનના આગલા ભાગમા પોતાની પ્રીય પથારીમા પડ્યો પડ્યો રાત્રીના દશ વાગે પૂર્ણિમાની ચાદની રાત્રીને જોઇ છે ચાદનીની શિતળતા તેને મન અત્યાર ઉષ્ણતા થઇ પડી છે તેના હૃદયને કારી ઘા લાગ્યો છે. તેનુ ચિત્ત ચકડોળે ચઢ્યુ છે મગજમા આવે છે તેમ બકે છે ને ઉભરા ઠાલવે છે લગ્ન થયુ છે અને તેજ લગ્નની ગ્રથીથી જોડાયેલી વ્યકિતને શુ સ્નેહી માનવી કે સબધી? તે વિચારોમા પોતાનુ મગજ પરોવી રહ્યો છે

વાચક! સ્નેહી ને સબધી એક કે જુદા, તેનો પ્રત્યુતર તારા અમર આત્માને પૂછી તરત વાળ ને ખુલાસો કરી આગળ ધપ જે જવાબ મળે તેજ જગદીશનો માનજે

"સબધીઓ જ્યા સુધી સ્વાર્થ સરે ત્યાજ સુધી ઉપલકીઓ સ્નેહ રાખે છે, ને ગરજ સરી કે ધુતકારી કાઢે છે જેમ લુહાર એટલે બાપ દાદા કરતા આવે છે તે ધધો એટલે લુહાર, એમ કરનાર નહી પણ લુહારના પેટે જનમ્યો એટલે લુહાર પછી ભલે તે સુથારનુ કે સોનીનુ કામ કરતો હોય! તેવીજ રીતે સબધીઓને માનવા પડે છે, તેમના માન જાળવવા પડે છે, તેમના વચનો આત્માને ઠગીને પણ શિરોવદ્ય કરવા પડે છે, ભલે પછી સત્ય હોય કે અસત્ય સબધી તરફ દીલ ન હોય આત્મા તેમને ન ઇચ્છતો હોય છતા તેમને માનવા પડે છે કે મારા છે, પરન્તુ સ્નેહી તો ભલે પરદેશી હોય, પર ન્યાતનો હોય, પર કુળનો

હોય પર ઘરનો હોય છતા તે બન્નેના આત્મા આત્માના જોડાણ થયા, "હૃદય એકતાને પામ્યા એટલે જીવનથી તે મરણ પર્યંત તેમા ઉણપ ન આવે તેમા કટક આવે છતા દરકાર ન કરે એક પાછળ એક જાન દેવા તૈયાર થાય, તેજ ખરા સ્નેહી" શુ પતિ પત્નિનુ તેમ છે? પતિ મરણ પામે પત્નિ મરે છે? અરે પુનર્લગ્ન કરવાની હૃદયમા ઉર્મિ ઘનાવે છે પણ તે રૂઢીની બેડીથી અચકાય છે, છેવટે સ્નેહ તે સ્વાર્થમા બદલાઇ જાય છે શુ પત્નિ મરતા પતિ પાછળ ઝુરે છે? અરે! ના દહનક્રિયા થયા અગાઉ અન્ય સાથે વરવા તત્પર થાય છે એક મરે કે બીજી, બીજી મરે કે ત્રીજી, તેની અવધિ કયા? પુત્ર પુત્રીઓ જોઇતા પ્રમાણમા હોય, ઉમ્મર થઈ ગઈ હોય છતા સ્વાર્થની ખાતર કહો કે મોહની ખાતર, બિચારી બીજી બાળાઓના યોવન નિલ લુટવા-જીવન છુદવા તૈયાર થાય છે, અને માત પિતાઓ, ભ્રાત-ભગિનીઓ, તેમા સામેલ થાય છે શુ ત્યારે એ સ્નેહ કે વ્હેમ?

ત્યારે કોને કહેવો? સ્નેહી એકથી વધુ હોઇ શકે? હા હોઇ શકે, જે નૈસર્ગિક સબધ છે એકની પાછળ બીજુ કષ્ટ સહેવા તૈયાર છે બન્ને પછી દુનિયા તેને ઘેલછા કહે?!

આમ વિચારો કરતા કરતા જગદીશ પથારીમા પડયો છે, થાકીને નિદ્રા આધિન બન્યો પણ મગજ તો સ્વપ્નાવસ્થામા પણ કામ કરતુ રહ્યુ છે

## પ્રકરણ ૨.

### કાળાનું બહારવટું

કાળોનાગ—ઓ તિક્ષ્ણ તલવાર ! તું મારા જીવનની, ખરેખર ભાગ્યની પ્રતિભા છે તારા વડે કેટલા પ્રાણીઓના જીવ લીધા, કેટલાને લુટ્યા, કેટલાને રંજાડયા ને કેટલાકને હંફાવશે ? પાપી મહારાજ ! તું ગાદીનશીન થયો પણ તે કેટલો સમય ! સમગ્ર વિશ્વને ધ્રુજાવનાર કાળો-ભુજંગ તને ઝંપવા દેનાર નથી મારા વિષની લ્હેર પ્રસારી તને, તારા કુટુંબને જોઇતા ફળ ચખાડું છું

કેમ ! જુલમ આજે કાંઇ ભક્ષ-શિકાર હાથ આવ્યો કે નહિ ?

જુલમ—મહારાણા ! આપણા સૈનિકોએ પાસેના રાજ્યમાંથી ચાર કુમારીઓને તેમના પિતાના ઉદ્યાનમાંથી ઉઠાવી આણી સર્વ લુટી લઇ, શિયળ ભંગ કરી ઠાર કરી છે હજીપણ તેઓ તેમના શેઠના નિમકહલાલ કાર્યમાં મંડ્યા જ છે

કાળો—જુલમ ! શાબાશ મારા સરદાર ! સરદાર તો તારા જેવાજ હો જ્યાં સુધી મહારાજના કુટુંબને ધુળ ચાટતું નથી કર્યું, ત્યાં સુધી સ્થિર ચિત્તે બેસવાથી લાભ નથી તેના મદને ઘડીમાં ઉતારી તેને એક મચ્છર સમાન પલકમાં કચરી નાખી કુન્દનપુરીનો ચક્રવર્તિ મહારાજા બનું ત્યારેજ મને જંપ થશે, જોઉં છું કે મારી સામા થવાનો કોની તાકાત છે ?

જુલમ—સરદાર ! આ કાર્ય કરવાને માટે પ્રપંચની પ્રથમ જરૂર છે, કેમકે—

અને પરોપકારી હતા ધર્મનો ત્યા જયજયકાર હતો લોકો ધનાઢ્ય હોવા છતા તેમનામા અત્યારના લક્ષ્મીદાસોમા ભરાઇ રહેલા દુર્ગુણોએ વાસો કર્યો નહોતો મહારાજા શૈલરાજ એ તો એક રાજ્યના સ્તભ હતા, અરે ગુરૂઓના ગુરૂ હતા તેમને જોતા ઇંદ્ર મહારાજાના-ધર્મરાજાના દર્શન થતા પ્રજા તેમને પ્યારથી ચ્હાતી ને પિતાતુલ્ય લેખતી તેવીજ રીતે રાજા પણ પ્રજાને પુત્ર સમાન માની પ્રજાના સુખની પાછળ તન મન ને ધન પાથરતા પ્રજાથીજ પોતે છે ને પોતાથી પ્રજા છે તેનુ ભાન તેમને હતુ, અરે ! અનુભવમા હતુ એમ કહીએ તો પણ ચાલે, કે તેમનુ રાજ્ય એટલે રામ રાજ્ય હતુ રાજાથી સેવક સુધી પવિત્રતા, ફરજ તેમની રગેરગમા રમી રહ્યા હતા, કહો ત્યા પછી શી ખામી હોય ?

વખત જતા મહારાજા વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થતા દૈવનુ કારમુ ચક્ર ફરતુ ફરતુ તેમના પર આવ્યુ કાળ આવી સામો ઉભો પશુથી તે દેવ મૃત્યુને વશ છે' તેજ નિયમાનુસાર મૃત્યુ આવ્યુ ને તેમના શરીરને પોતાના મુખમા ઝડપી, આત્મા ને શરીરને જુદા કરી, કુટુમ્બને તથા પ્રજાને કકળતા મૂકી ચાલી ગયુ

મહારાજાનુ મરણ થતા ગાદી વારસ પાટવીપુત્ર મત્રરાજ હકદાર ઠર્યો શુભ મુહુર્ત જોવરાવી તિલક કરાવી રાજા ઠરાવ્યો ને તે વખતે રાજાએ પોતાના રાજધર્મના બોધથી પ્રજાને સતોષી, અને પ્રજાએ રાજાને સતોષ આપ્યો સર્વ રાજ્યમા આનદ આનદ છવાઇ રહ્યો પરતુ ઇશ્વરના વિશાળ વિશ્વમા સર્વને એક સરખો આનદ પ્રાપ્ત થતો નથી કેટલા સ્વાર્થીઓના સ્વાર્થ ન સરવાથી તે તો હૃદયમા બળવા લાગ્યા ને શુભ પ્રસગોને અશુભ માનવા લાગ્યા આમ કોને થયુ હશે તે

જગદીશનું મુખ ફીકું, તેજહીન, મોટું અને સુંદર હોવા છતાં અત્યારે ઓર માલમ પડે છે, તેના મુખમાંથી નીકળતા સ્વગત ઉદ્ગારો એક વ્યક્તિ છુપી રીતે કાન દઈ સાંભળી રહી છે તે વ્યક્તિ કોઈ નહિ પણ જગદીશના બેની પ્રશ્નનો નિવેડો લાવનાર તેનું સ્નેહી ક ગંગની !

"શું મારા જીવનમાં સુખજ નથી ? મારું જીવન કોરું સમજ કે ? પિતાની મિલકતનો ઉપભોગ બીજા માણે તેનું મને નહિ, તેથી મને હર્ષ શોક નથી ! માતાના ભાગ્યમાં દુઃખ લખેલું છે ? પુત્રને સુખી જોવાના અવસર તેને માટે નથી ? પત્નિનું સુખ મને નહિ ! વાડનું સુખ માતાને નહિ ? બિચારી બેનનું શું ? તેની શી દશા ? શું જગત મારા માટે નથી ? જ્યાંને ત્યાં મોહજાળ ! પ્રપંચ જાળ !! માતને હું શાંતિ આપું તેમ નથી ! મારામાં શું છે ? શું હું બેઠો શું કરું છું ? હું વિયોગન છું ? કાંઈ નહિ, બધી ભ્રમણા છે !"

અરે ! આવું જોઉં છું સ્નેહીજનો ! તમો ક્યાંથી ? મારું જીવન જોવા આવ્યા ? આવો, આવો, તપાસો તમારા જેવાજ મને પણ લાગ્યા ખોદના વા ! દુનિયામાં સ્ત્રીઓથીજ ઉત્પત્તિ, વૃદ્ધિ, સમૃદ્ધિ, અને અવધિ જેને જે રંગ લાગે તે તેમાંજ રાચે મારા જીવનમાં તો અવધિજ લખાયેલી છે

બેન સુંદર ! તારું શું ? ક્યા પાત્રના હાથમાં તું સોંપાઈશ ? મારા હાથમાં છે છતાં ભાગ્ય શું કરે છે તે જોવાનુંજ રહ્યું ! સોંપાશે સત્પાત્રને, છતાં દૈવયોગે મળ્યું કુપાત્ર તો ? અંદરની પરિક્ષા કોણ કરી શકે ? મન કે તું સુખી થતાં પછી ? હિન્દુ સમાજની રૂઢીમાં તું પણ ફસાઈશ કે ? હમેશ વિધવાપની તો ? અરરર ! આ શું કહો

આ પ્રમાણે જગદીશ બબડતો, નિશ્વાસ નાખતો, અશ્રુ ગાળતો સ્વપ્નને સાચુ માની ગાંડો બની ગયો છે થોડો સમય શાન્ત રહ્યા કે છુપાઇ રહેલી વ્યક્તિએ આવી તેના શરીરને પવન નાખવો શરૂ કર્યો થોડુ પાણી પાયુ ને પોતે તેના શબ્દો પર વિચારવા લાગી શુ માતા બેન, પત્ની, મિત્ર અને સ્નેહી સર્વને માટે આવી શકાઓ? ગાંડપણ છે અરે! હાઇ નહિ એ તો સ્વપ્નાવસ્થાની ચેષ્ટા!! આમ વિચાર કરે છે એટલી વારમા પુન જગદીશે બોલવુ શરૂ કર્યુ

કેમ મારુ સ્નેહી મર્યુ? બાઈ! આવ આવ મને ભેટ. એમ બોલતા સૂતા પથારીમાથી ઉઠ્યા ને ભેટવા જાય છે તો મર્યુ નહિ પણ સુશિલા અરે તુ અહી ક્યાથી? તુ આવી છે? જપવા દે મને જા મા પાસે સૂઈ જા, તને મે બોલાવી નથી

સુશીલાએ ધીરજથી કહ્યુ ના હુ સહજ આવી એટલામા તમારી ગભરાયલી સ્થિતિ જોઇ તથા બબડાટ કરતા જોઇ, ઉભી રહી

જગદીશ—શુ હુ બધુ જોતો હતો તે સાચુ નથી, તુ છે ને? બીજા ક્યા ગયા, નહિ નહિ, બધુ સાચુજ છે ઇશ્વરે મને સત્ય બતાવ્યુ છે, તે પછી અસત્ય કેમ મનાય

સુશીલા—નાથ! આરામ લો બધી ભ્રમણાઓ છે બેનને માટે ખોટા વિચાર, મારા માટે પણ તેમજ, શુ હુ તમારાથી જુદી હોઉ ખરી કે?

જગદીશ—ના, મારા નહિ બધુ ખોટુ હવે મને જપવા દે, તુ જા

સુશીલા કાઈ પણ ઉત્તર ન કરતા પોતાની પથારીમા ચાલી

ગયો, કે તરતજ જગદીશ કલાપી કાઢી વાચવા લાગ્યો એક બે કાવ્યની કડી ગાઈ પુસ્તક મૂકી દીધુ રામાયણ લીધુ, ને સીતાનો ત્યાગ વગેરે ભાગ વાચવા લાગ્યો 'રામનો અલૌકિક સ્નેહ ને સીતાની હાલત' વાચી ગળગળો થયો, ને કહેવા લાગ્યો, શુ સ્નેહીઓ પણ વિખુટા પડી શકે? હા, શરીરથી પરે, પણ આત્માથી તો નહિજ માયિક સબધથી જોડાયલા, પૂર્વજન્મનુ રૂણાનુબધ પુરૂ કરવા એકાએક મળી આવેલા જુદા થઇ શકે ગુરૂ અને શિષ્ય, પ્રભુ અને ભક્ત-દીપક અને તેજ જુદા બને? તેજ સાચો સ્નેહ બીજા સઘા મૃગજળમા ઝુલતા મોજાઓ જે હોય તે ખરુ સમય સમયનુ કામ કર્યો જાય છે.

---

## પ્રકરણ ૪

---

### મલ્લરાજનો રાજકારભાર.

આગળ પ્રમાણે કુન્દનપુરીની નવીન રાજ્યવ્યવસ્થાનુ કંઇક વર્ણન કર્યું, હવે અહીના ખરી સ્થિતિનો ખ્યાલ કરીએ મલ્લરાજ તે શૈલરાજનુ બીજુ અગજ છે. માત્ર તફાવત બનેના વયમા ને તેથી કરી અનુભવમા પણ કાઇ તફાવત નજરે પડેજ, છતા ગુણોમા ક્યાહ્ય નથી મલ્લરાજ ગાદી પર આવ્યા પછી નિયમીત, વ્યવસ્થિત અને તન, મન ને ધનથી દરેક દરેક બાબતોમા પોતેજ ધ્યાન આપતો ને નજરે પડતી ખામીઓ સુધારતો ખાસ કરીને પ્રજા હિતના માર્ગમા ચુક કરતો નહિ આ પ્રમાણે રાજા અને પ્રજામા સર્વ પ્ર-

કારની અગ્નસપરમ શાંતિ હતી છતાં સંપૂર્ણ શાંતિ કોને હોય ? તેથી કુન્દનપુરીના રાજ્યને પણ એક મહાન અશાંતિ હતી, ને તે કાળાનાગનીજ

કાળોનાગ, મંજરાજના ગાદી પર આવ્યા પછી તરતજ પોતાના માણસોને લઇ પાસેના જંગલમાં નીકળી પડ્યો હતો ને સ્વાર્થી, રાજદ્રોહી, દેશદ્રોહી, સાથીઓ એકઠા કરી અવારનવાર ઓચિંતા વસ્તીમાં આવી તરાપ મારી રાજા અને પ્રજાને પીડવા લાગ્યો રાજા પ્રજા ઉભય પક્ષ તરફથી તેને અટકાવવાને બહુ બહુ પ્રયત્નો થયા, તે છતાં કાળાનું ભાગ્યબળ પાસરૂ હોવાથી તે દિવસે દિવસે ફાવતો ગયો અને છેવટે મહારાજા મલ્લરાજને પણ તેને માટે ચિંતા થઇ પડી તેમણે બીજા રાજાઓને મેળવી લઇ તેનો ઘાટ ઘડવા ધાર્યું, ને બીજા તાબાના તથા મિત્ર રાજાઓને પત્રોથી જણાવ્યું સર્વ રાજાઓએ સહાનુભુતિ દર્શાવી દરેકે દરેક રાજા તે કાળાના કાર્યને જડમુળથી ઉખેડવા બનતું કરવા લાગ્યા પરંતુ દરમાં ભરાઇ રહી લાગ ફાવે બહાર નીકળી પજવણી કરનાર ભયંકર ભુજંગ, તે કોઇથી હાર્યો નહિ તે તેની સ્વાર્થી આકાંક્ષાના નાદમાં ઉંઘ્યો નહિ તેણે ચેતતા રહી પોતાની વિષ લ્હેર એવી તો પ્રસારી કે ઘણાખરા તેના પક્ષમાં ભળી જવા લાગ્યા, ને તેથી મલ્લરાજનો પક્ષ નબળો બન્યો

આ સ્થિતિ કુન્દનપુરીની હોવાથી મહારાણા મલ્લરાજ આ બાબત વિચાર કરવા લાગ્યા કે—ઓ પ્રભો તારી ગતિ ન્યારીજ છે ! જ્યારથી આ રાજપદ ધારણ કર્યું છે ત્યારથી પાપી કાળો જંપી બેસવા દેતો નથી શું તું અમારી પરીક્ષા કરે છે ? ખરેખર ! રાજાને સુખજ નહિ રાજા

**એટલે અશાંતિની પ્રતિમા?** નિર્દોષ પ્રજા કેવા **પોકારો કરી રહી છે? તે શુ કરે?** ! કેટલો ત્રાસ સહન કરે ! તેમા અમારા રાજ કુટુંબોના દ્વેષમા પ્રજાનો શુ દોષ ? જ્યા સુધી કાળાને ન ફાવ્યો નથી ત્યા સુધી ચેતનના રોહણા ચાતુર્ય ગરેનાના અરે ! મુળમિત્ર ઉપરના પત્રનો પ્રત્યુત્તર કેમ નથી । શુ તે કાળાને મળ્યો કે શુ કેમકે હજી બાળક છે, બાલ્યબુદ્ધિ છે ના, ના એમ તો સિહનો મરચો છે ! ચાલ સભામા ને વિચારો લઉં અન્યના

આમ વિચાર કરી કાર્યાલયમા આવી પોતાના સિહાસન ઉપર બેઠો પ્રજા અને મન્ત્રીઓ ઘટતુ માન આપી પોતાના સ્થાન પર બેઠા તરતજ મલ્લરાજે પાટવી મયંકને સંબોધી પૂછ્યુ

કેમ ભાઈ મયંક ! કાળાના કર તન્ત્ર કંઈ નજર થાય છે ખરી કે ? પ્રજાના પોકારને ધ્યાનમા લેવાય છે ખરા કે ? તમને પુછવાની જરૂર એટલીજ કે તમો મારા બધા મન્ત્રીશ છો તેમ તમારે પણ આ બાબતો શીખવી જોઈએ સમજે આ કાર્ય તમારે કરવાનુ છે, વિશેષ એ કે **યુવાન પુત્ર પિતાને અડધો કામ લાગે છે**

મયંકાન્ત—પિતાશ્રી ! શુ અમારામા ભિરુતા આવી ? અધમતા પેઠી ? પ્રજાપાલન દૂર થયુ ? કે તે વિચારો ન થાય સર્વ થાય છે, ને વટતા હિલાજે અમારાથી બનતા થયા કરે છે મે નમુનેદાર, શૂરા, નિમકહલાલ સનિકમિત્રોની ટુકડી કરી કાળાના બદાનટ્રા જગલમા પાણી બતાવવા માંડ્યુ છે ને તેને રકતે રકતે ઢીલો કરવા માડયો છે

**મલ્લરાજ**—વાહ પ્રિય મિત્ર બાળ ! તારી ચતુરાઈને ધન્ય છે ! ખરેખર **ખરા રાજપુત્રો પોતાના બાહુબળે કરી પોતાને તારી, પોતાના કુટુંબને ઉજળુ કરે છે !**

પછી સરદારોને ઉદ્દેશીને બોલ્યા–સરદારો ! અને સર્વ રાજ્યસેવકો ! તમોને એજ કહેવું કે જેવી રીતે પિતાશ્રીના કારભારમાં તન, મનથી, મદદ કરતા આવ્યા છો ને નિમકહલાલી બતાવી છે તેમ મારા તરફ બતાવી મારો કારભાર શાંતિમય આદર્શરૂપ બનાવો, ને મારી થતી ભુલો સુધારવા માટે સુચનાઓ કરો વળી અત્યારે રાજ્યમાં પ્રસરી રહેલી કાળાની પ્રપંચ જાળ તોડવા તત્પર થઈ તેનો સમૂળ નાશ કરો

સરદાર—મહારાજા ! અમારામાં જ્યાં સુધી ક્ષત્રિયનું લોહી છે, સ્વામિભક્તિ છે, રાજભક્તિ છે, અને મહાન દેશભક્તિ છે ! ત્યાં સુધી આપ જે હુકમ ફરમાવશો તે શિરમાન્ય કરી જાનની પણ દરકાર ન કરતાં પાર પાડવા તત્પર રહીશું, હા ! જો આપ, આપની ફરજ ભુલી અમને અસત્યને માર્ગે પ્રેરવા જણાવશો તો તે નહિ બને, જ્યાં સત્ય છે, ન્યાય છે, ત્યાંજ જય છે કદાચિત આપ આપનો ધર્મ દૈવયોગે ભુલો, તોપણ અમારા રાજ્યની ખાતર, દેશની ખાતર રાજાની પણ દરકાર ન કરતાં રાજ્યને નિષ્કંટક કરવા રૂધિરની નદીઓ વહેરો તો વહેવડાવી ન્યાયનું નાવ તરાવીશું

મંત્રરાજ—શાબાશ ! મારા શુરવિરો, હદ કરી તમારા વચનોએ જણાવ્યું કે તમે રાજાના નહી પણ રાજ્યના સેવકો છો સ્વાર્થના નથી પણ દેશના છો તમારો વાળ પણ કોણ વાંકો કરી શકે તેમ છે ? ભલેને કાળાના જેવા હજારો કેમ ન દુનિયામાં વસવાટ કરતા હોય ને ફુંફાડા મારતા હોય !

ફરી પ્રજા પ્રત્યે બોલ્યા મારી વ્હાલી પ્રજા, તમારા આશિર્વચનોને દિલામો પણ મને મળવો જોઇએ

પ્રજાના કેટલાકો સાથે બોલી ઉઠયા—પ્રભુ ! આપની પાછળ, આપના ન્યાયની પાછળ અમો સર્વ તન, મન ને ધન દેવા તૈયાર છીએ

અમારું રક્ષણ તમારા વડેજ છે અમારી ભુમિની ખાતર તમને જાન દેવા પણ તૈયાર છીએ !

મલ્લરાજ--બસ એજ ઇશ્વર આ વચનો સાભળશે ને અભિવૃદ્ધિ રેલાવશે જાઓ આપણો જય છ કાળાનો પરાજય છે

આમ કેટલો વાદવિવાદ થયા પછી સભા વિસર્જન થઇ

## પ્રકરણ ૫

### સોનગઢ !

સોનગઢ રાજ્ય દુનિયાના બીજા સારા ગણાતા રાજ્યોમાનુ એક હતુ, ત્યાની પ્રજા અને રાજા દુનિયામાના બીજા રાજ્યો કરતા અધિક સુખ ભોગવતા, રાજા યુવાન વયનો હોવા છતા તેનામા બીજા યુવાન રાજાઓમા દુર્ગુણોનો પ્રભાવ નજરે પડે છે, તેમ આ રાજામા ન હતુ સાહિત્યનો શોખીન અને સગીતમા તે એક્કો હતો જ્યારે અન્ય રાણા મહારાણાઓ સાહિત્ય કે સગીતની વાત આવી કે તેને ઔરગઝેબની પેઠે તે કળાને દાટી દેવા ભલામણ કરે છે, ત્યારે સોનગઢ નરાધીપ મુળસિહ તેને ઉત્તેજન આપતો, ને તે બાબતમા રસભેર ચર્ચા કરતો તેવીજ રીતે પ્રજામા પણ વિદ્વાનો ઘણા હતા અને વિદ્યા દેવીએ ઘેરઘેર વાસો કર્યો હતો આપણા ચાલુ જમાનાના લક્ષાધિપતિ કહેવાતા જરખામા તેનો સોમો અશ પણ જણાતો નથી. સાહિત્ય એટલે શુ ? લેખક એટલે શુ ? એ સર્વ થોથાં. તેમને મન તો નવરા બેસી રહેલા માથાફોડીઆઓનો

ધ ધો ! ! ચાર ચાર, પાચ પાચ મીલોનુ ડાયરેકટરપણુ થતુ હોય, બીજાઓ પાસે શેરો ભરાવી મોટી મોટી કપનીઓ ઉભી થતી હોય, તે પૈસાવડે મોટરોમા ને ફર્સ્ટક્લાસમા ટ્રાવેલીગ થતી હોય, ત્યા કોણ પુછે સારા પુસ્તકોને ? સટ્ટામા કરોડો રૂપીયાની ઉથલ પાથલ થતી હોય, પોતાના સ્વાર્થની ખાતર દેશનુ દ્રવ્ય ગાંસડે ને પોટલે વિદેશમા તણાઈ જતું હોય સ્વાર્થ સાધવા પોતાનાં ખીસ્સા તર થતા હોય, હજારો ગરીબોના પેટ ઉપર પગ મુકાતા હોય, ત્યા તેવીજ બુમો મારનારા તેમને સવળે માર્ગે દોરવા પ્રયત્ન કરનારા પુસ્તકો તૈયાર થતા હોય ત્યાં તેમને કોણ અડકે 'હાથે કરી પગ પર કુહાડો કોણ મારે ? જો ગીતા વાચીએ તો ગીતાના અર્થનુ મનન કરવુ પડે ને વર્તવુ પડે ને' ન જોઇએ તો પછી શુ' ચાલતુ હોય તેમ ચાલવા દેવુ આ સ્થિતિ અત્યારે ગુજરાતના **સાહિત્યની** છે આવી સ્થિતિ સોનગઢમા ન હતી.

બાળરાજા મુળસિહ ને તેની ધર્મપત્ની પવિત્ર સુશીલ અને દયાળુ હોવાથી કેટલીક વખત પ્રજાના સુખ દુ ખનો અનુભવ જોવા બહાર નીકળતા કેટલીક વખત ર ક મનુષ્યો ને જોઈ, રોગથી પાડાતા રોગીઓને જોઇ ભુખે મરતા પશુઓને જોઇ ગળગળા થઇ જતા અને તેમની સારવારને માટે જાતે બદોબસ્ત કરાવતા રાણાની બ્હેન મોહિની તો હમેશા ગરીબોને ઘેર ઘેર ફરતી તેમના બાળકોને સારી સારી રમતો શીખવતી તથા પૈસાદારના છોકરા સાથે તેમની મૈત્રાચારી કરાવી, અરસપરસ તન, મન ને ધનથી મદદ કરવાના પાઠ શીખવતી તેને કઇ માનાપમાન ન હતુ, ભાઈ તથા ભાભી મોહીનીના વર્તનથી ખુશ રહેતા,

ને તેના કાર્યમા મદદ કરતા માતપિતા ન હોવાથી તેને મંઈ ઓછુ આવવા દેતા નહિ મોદીની પણ ભાઇને પિતા, ને ભાભીને માતા તુલ્ય લેખતી આવા સારા કુટુમ્બમા તથા રાજ્યમા સ્વર્ગીય સુખ પ્રસરી રહ્યુ હતુ

એક વખત મુળસિહ રાજ્યભુવનમા બેઠો હતો તે વખત મદનરાજનો પત્ર આવ્યો તે વાચી, સભાજનને સબોધી બોલ્યો સુભટો ! દુષ્ટ કાળોનાગ કુન્દનપુરીનુ રાજ્ય વગરહકે બથાવી પડવા ત્યાની પ્રજાને ત્રાસી ત્રાસી પોકારાવી રહ્યો છે જગનોમા જગ મચાવી રાકડી પ્રજાનુ શિયળ લુટી જુલમ વર્તાવી રહ્યો છે, આ બાબત મહારાણા મદનરાજાનો હસ્તલીખીત પત્ર છે ને તેને પરાજ્ય કરવા આપણી મદદ માગી છે તો તેમા કહો, તમારો શુ વિચાર છે ? મારા ધારવા પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર કરી મદનરાજની મદદ માટે નીકળી પડવુ કેમકે આ વખત તેમનો તો કોઇ વખત આપણો !!

સેનાપતિ–મહારાણા ! સર્વ સગવડ યોગ્ય રીતે કરવામા આવશે

સિપાઇ––પુજ્યશ્રી ! બહારથી કોઇ મળવા ચ્હાય છે,

મુળના–– તેને તેડી લાવો

સિપાઈ બહાર જઈ જુલમને તેડી અદર આવ્યો પહેરવેશ જોઇ જુલમને બહારવટીઆના રૂપમા ઓળખી લીધો તરતજ મુળસિહ અને બીજાઓ પણ શાતિ રાખી બેઠા

જુલમ––મહારાજા ! આ અમારા શિરોમણીએ પત્ર આપ્યો છે આમ કહી પત્ર આપ્યો. મુળસિહે પત્ર વાચ્યો ને આખો લાલપીળી કરી ગર્જના કરવા લાગ્યો

મુળસિંહ—જુલમ ! તારા નિર્જન વનમાં વસતા કાગાને કહેજે કે, પોતાના જાત ભાઈઓનું લોહી વ્હેવડાવવા મુળે ગાદી નથી મેળવી, જનસમાજનો વેરી તે મુળનો પણ વેરી સમજવો આવા નીચ કાર્યને માટે અમારી ઉદારતા હોયજ નહિ જો પુન કહેવાને કોઈ પણ માણસ અહીં આવશે તો તેનો શિરચ્છેદ થશે અત્યારે તને જીવ-તદાન આપવામાં આવે છે

જુલમ—રાજન્ વિચારો પાછળથી પસ્તાવું પડશે

મુળ—કરીને કર્મ હા કાળા, નથી પસ્તાતો તું રાજા ?
પરાયો માલ લુટીને, ગયો ફુલાઇ તું રાજા !
અરણ્યે એકલો ગાજે, નથી કિંમત અરે તેમાં !
બતાવે ભુજ સમરાંગણમાં, ખરી કિંમત અરે તેમાં ! !

જુલમ—' છ છેડી કેશરી રાજા, કહે શું લાંબુ તું કાઢે ?
લુટાવી રાજ્ય ત્હારૂંને, નદી લોહીની વ્હેવડાવે ! '

મુળ—વહે છો લોહીની નદીઓ, નથી પરવા મને તેની !
થશે જીવ દેહથી જુદો, નથી પીડા મને તેની ! ! '

જુલમ—નહિ તું સાર કંઈ કાઢે, કરી અપમાન કાળાનું,
થઇ મદ મસ્ત વૈભવમાં, કરે છે દુષ્ટ ચાળા તું ! '

મુળ—' ભલે અતિ શૌર્યતા ધારો ભલે સૌ દેશ લુટાવો
ભલે વેરાન કરી ભૂમિ, ભલે તમ ઝેર વર્ષાવો
નથી જ્યાં નીતિનો રસ્તો, નથી ત્યાં યોગ્ય ફળ ધારો
અત્યારે સુખમાં મ્હાલો, પછી છે દુ ખનો દરીઓ "

જા જા વધુ લપાડી નકર તાને કાળાને કહેજે કે મુળ તૈયાર જ છે હુકમ કરીને ચાલ્યો ગયો એટલે સેનાપતિને સર્વ સનિકો તયાર કરવાની ચેતવણી આપી પછી પ્રધાન પ્રત્યે બોલ્યો પ્રધાનજી ! ભુલ ખાધી આમ નહોતુ કરવુ વિષ પૂર્ણ ભુજંગને કપટ દાવથી માર્યો હતો !

પ્રધાન-મહારાજ ! ભૂલ શાની ? કપટથી શત્રુનો પરાજય કરવો તે કરતા રણમા સમર કરી ક્ષત્રિય બાણ બતાવવો તે ખરી બહાદુરી છે કઈ ચિંતાનુ કારણ નથી, સર્વ તૈયારી થશે હવે આપ આરામ લ્યો મુળ પોતાના વિશ્રામસ્થાનમા ગયા, કે સર્વ વેરાઈ ગયા

---

# પ્રકરણ ૬ ઠું

---

## કંચનનો બળાપો

શ્રી મહારાજના રાજ્યમા પ્રજા, શાંતિ ચાહવાવાળી નીતિમાન અને પરોપકારી હતી, છતા ' ગામ હોય ત્યા ઢેડવાડા હોયજ ' એ સુત્ર પ્રમાણે વિશ્વમા કાંઈ સર્વ સારૂ હોતુ નથી કોઈ કોઈ ગૃહમા કન્યાવિક્રય, બાળલગ્ન, અનાચાર ને રોગીપણુ વર્તતુ જો કે રાજા તરફથી તેની તપાસ થતી, પરંતુ **કાર્યવાહકોની સ્વાર્થીય કાર્ય પદ્ધતિથી કંઈક આંખ આડા કાન થતા** વળી આગળ પડી ન કામ કરનાર, નામાંકિત, જાગીરદાર ધનાઢ્ય ને તો પુછેજ કોણ ? ન એવુ બની જનેતામા આવે એ આશ્ચર્યજનક નહોય !

લાલચંદ શે' લોકમાં આબરૂદાર રજનદાર ગણાતો તેનુ મન લોકોમાં તેમજ રજવાડામાં પણ જળવાતું આ લાભ લેવાનો લોભ શેઠ ચુક્યા નહિ, અને એટલે સુધી હદ વાળી કે પોતાની આઠ કન્યાના લગ્ન, મોટેથી સામા વાળા પાસે કન્યાદાન કબુલ કરાવી, અંદરથી હજારોની ગામડી બાંધી લીધી હતી અને તેમાંની એકએક બાળાઓના જીવન છુટ્યા હતા કોઇનો રંડાપો તો કોઇનો અંધાપો, અત્યારના પ્રસંગે તેમને માત્ર બે પુત્રીઓ હયાત હતી એક વિધવા, એક બાળલગ્નથી જકડાયલી હતી પણ તેમના સર્વ કાર્યને તો પ્રદર્શિત કરનારો માત્ર તેને એકજ પુત્ર હતો નામે બબુચક, જે બબુચક, દુનિયાની દૃષ્ટિથી પણ બબુચક તોપણ તેના જીવનના કેટલાક સુત્રો આપણે અમુલ્ય માનીએ તો ખોટું નથી તેજ કારણે જગદીશ કેટલીક ગુચવણો વખતે તેને મિત્ર સમાન માની તેની સલાહ લેતો આટલું ઓળખાણ લાલચંદ શેઠનું કરી કંચનકુમારી તરફ વળશું

કંચનકુમારીની વય માત્ર ચાર વર્ષની હતી **દુનિયા એટલે સ્વર્ગ, મનુષ્ય એટલે દેવ, શણગાર એટલે જ્ઞાન, સ્વચ્છ દીપણું એટલે વિવેક** આ તેના થોડા જીવનમંત્રો આ મંત્રો ફેરતી તેની ગુચવણોનું સમાધાન કરતી આપણે તેને નજર સામી કરીશું

મહારાણા મલ્લરાજે પ્રજાને માટે સાગમાન બાગો કરાવ્યા હતા. તે શહેરમાં સુંદર ગણાતા બાગમાં અત્યારે કંચનકુમારી ફરવા આવી છે ને તેના અંતરોદ્ગાર શું છે? તે સાંભળીશું

શું લગ્નો કરી તરતજ પતિગૃહે ન જઇ શકાય! પતિની સાથે ન રહેવાય તો લગ્નો શું કામના? પતિ એટલે શું? તેની સાથે આપણી ગાડી ફરજો? તેના જતી કોઇપણ સુંદર યુવકો સાથે છુટથી

જગદીશ—ના એમ કેમ બને ? પુરૂષ પુરૂષમાં ને સ્ત્રી સ્ત્રીમાં મિત્રતા હોય છતાં સ્નેહ તો અરસ્પરસ સર્વમાં સરખો ગણી શકાય

કંચન—હા હા હું ભૂલી મને મિત્રતા ન જોઈએ, સ્નેહ જોઈએ છીએ, કહો સ્નેહ વધુ કે મિત્રતા ?

જગદીશ—બન્ને સરખા **સમય** તેવી કિંમત, **સ્થાન** તેવું કાર્ય

અરે ! બણુચકભાઈ! પાસેની લાયબ્રેરીમાંથી આજનું રોજીંદુ પત્ર ન લાવી આપો. મારે તેમાંથી કંઈ જોવું છે, આમ કહી ભાઈને કાઢવાનો દાવ માંડ્યો

બણુ—વાહ બેન ! તું કહું ને હું ના પાડું એમ થાય બહુ કે ? બીજાનું કાર્ય કરૂં તો

વારૂ ત્યારે લઈ આવોને, આમ કહી બણુચકને વિદાય કર્યો કહેતા વાર બણુચક ચાલ્યો ગયો

એકાન્ત સાધી કંચને પૂછ્યું વારૂ ત્યારે તમો સ્નેહ આપો, જેવી કિંમત હોય તેવી કરાવો, ને સ્થાન હોય તેવું કાર્ય કરો મને મુંઝાવો નહિ હું એકલી પડી છું, ગભરાઉં છું

જગદીશ અમુંઝાયો, તે તો વિચારમાંજ પડ્યો આ શું ? સ્ત્રી પુરૂષની ભિન્નતાનું, તેમના કાર્યનું તેને ભાન હશે કે નહિ ભાન ન હોય તેમ તો ન માનું શું મારૂં રૂપ તેને ખેંચી રહ્યું છે ? હદ થઈ, ઓ ઈશ ! મને તો, આ માર્ગથી બચાવજે ! મનમાં કહેવા લાગ્યો **કે સંસારમાં પ્રાપ્ત થયેલી નાની મોટી સ્થિતિ મનુષ્યના શુભાશુભ વિચારોનું રૂપ નથી, ગરીબ તેમજ દ્રવ્યવાન માણસ એકજ રસ્તે ચાલે તેમ પણ ન હોય તોપછી પ્રકૃતીને માટે માન ને નિચી ઉંચી ગણનારને માટે તિરસ્કાર તે કુદરતી પ્રેમ નસમજાય હશે**

' પરસ્ત્રામા રમનાર પુરુષો, પુરૂષાર્થને કદી ધારતા,
ના ના તે મર્દો નહિ, નિજ હિતને તરછોરતા "

ઉક્તિ કઇ જોમથી બોલાઇ ગઇ કચને સાભળી ને તરતજ બોલી ઉઠ્ઠા જગદીશ ! આ કડી કોઇ કાયર કવિની હોય તેમ લાગે છે કેમકે ખાખરાની ખીસકોલીને સાકરનુ શુ ભાન ?

જગદીશ—બાળા ! **સાકર મિષ્ટ હોય છે ખરી, પણ અહુ મીઠી વસ્તુ પણ અધિક વપરાશથી ઝેર સમાન કાર્ય કરે છે**

કચન—જુજ નુકસાન આગળ વધુ કાયદો કઇ નિયમત ગણાય ? એટલુ તો ખરૂ કે સ્ત્રીઓને ધિક્કારનાર પુરૂષોને ને ધીટકારનો ચાહવો મારા છે.

જગદીશ—જુઓ અ પ સમયમા મને ધીટકાર ન દેતા તમને હુ એક સલાહ આપુ તમારે આવા પ્રશ્નોની ગડમથલમા ન પડવુ તમે હવે થોડા વખતમા પતિને ઘેર જશો, તો તમારી શકાઓ ઉકેલાશે

કચન—શુ તમારાથી તે શકાઓ નહિ છુટે ? ઠીક નથી કરતા જગદીશ મારા હૃદયને આઘાત લગાડતા વીમાનણુ ન થાય,

જગદીશ—બસ, જોઇ ચેહરા જુઓ, ભાઇ આવ્યા આટલુ કહેતામા બબુચક આવ્યો ને તેમની રકઝક મદ પડી, બન્ને ત્યાથી ઉઠી કચનથી વિખુટા પડયા કચન જગદીશને નજરે પડ્યો, ત્યાસુધી જોતીજ રહી પેપર ચીરી નાખ્યુ કટાળો આવવા લાગ્યો ને જીવનના પ્રથમ પ્રસગ મદનનો અનુભવ થવા લાગ્યા

થોડા વખત વિતા બાદ બબુચક જગદીશથી છુટો પડી કચન હતા ત્યા આવ્યો, ને પછી બન્ને બાઇબેન ઘર તરફ વિદાય થયા.

* * * *

જગદીશ—અરે ! તારૂં હૃદય તે તરફ ઘસડાયું સુંદર તો ખરી, પણ ઈશ્વર સુંદરતા આમ ચીમળી નાખવા ઇચ્છતો હશે, કે તેના મગજમાં આવા વિચાર આવ્યા ને મને પણ કંઇ પલટ્યા

"હનો જે આગ મનનો તું, અત્યારે લુબ્ધ થાયે છે
ફસાઇ કામ ફાંસામાં, ધર્મ શે ભુલી જાયે છે ?"

અરે તે કામ ફાંસો ક્યાં છે કામ ને પ્રેમ કંઈ એક છે ! એનો પ્રેમ છે, સ્નેહ ઇચ્છે છે ? પછી સ્નેહ હોય ત્યાં સ્વાર્થ હોય ખરો ? જો સ્વાર્થ હોય તોજ તે કામ કહેવાય પણ તેમાં માગે કે તેને સ્વાર્થ શું ?

વિચાર કરું છું તો સ્ત્રી સાથે—અરે તે **સ્ત્રી** ક્યાં છે ? **બાળા** છે ના હવે તો તે સ્ત્રીજ ગણાય તેની સાથે વ્યવહારથી સ્નેહ એ તો આપણે સંભવ નજ કરી શકીએ તેના પર હક તેના પતિનો છે

"પ્રેમ કાજે વિષય ભોગ, અની તની રખડે મધે,
દામથી શું પ્રેમ મળતો, ગાંધીની હાટે હશે,
પ્રેમ સાચો જ્યાં હશે ત્યાં ભિન્નભાવ જરી નહિ,
પરસ્પર પ્રેમીને પ્રેમી, કરે બસ પ્રેમની લ્હાણી,
સ્નેહ જેના જીવન મંત્રો, રગે રગમાં સ્નેહ છે,
સ્નેહ કાજે જાન દે છે **ઈશ** સાખ પુરી રહે,"

પ્રેમ એહિક છે છતાં સ્નેહ ઉંચી કોટીમાં માની શકાય ! ખરે, સ્વાર્થ મોહ એ નીચ કોટીનાજ ગણાય મોહ હોય ત્યાં કોઇપણ પ્રકારની સ્વાર્થતા તો ખરીજ, ચાલ, વખત થયો હવે ઘર તરફ વળું

જગદીશ બાગમાંથી નીકળી, માતાના દર્શન વચ્ચે આવતા મંદિરમાં કરી પરભાર્યો ઘેર આવ્યો. આજે તેનું ચિત્ત ન લાગ્યું બાગમાં કે મંદિરમાં. તેના હૃદયમાં બાગમાં બનેલા પ્રથમજ બનાવની હકીકત ને પ્રશ્નોની તકરાર ચાલી રહી હતી, ઘેર આવી વાળુ કરી સાત વાગ્યામાજ પોતાના ગૃહના શાન્ત ઓરડામાં આવ્યો ને પથારીમાં બેસી પુનઃ વિચારોમાં મગજ ગુંથાણું

શું સૌન્દર્ય તરફ દૃષ્ટિ પણ ન થઇ શકે ! સૌન્દર્ય જોવાનો હક સર્વને નથી અહા ! કુદરતી સૌન્દર્યના જાણનાર–નીરખનાર–અનુભવનાર જગદીશ તારે માટે સૌન્દર્ય નથી ? સ્ત્રીઓનું સૌન્દર્ય જોવું તેમાં મહા પાપ છે ? ખરે ! તેમ હોઇ શકે ! આજના બનાવ પરથી તેમજ ભાસ થાય જ્યારે કંચનના તરફ સૌન્દર્યની લાગણીથી આટલો ભાવ રાખ્યો ત્યારેજ અપવિત્ર પ્રસંગો આવવાની માગણી થઇને ! વળી તે મારા તરફ કેમ આકર્ષાઇ ? તે પણ સૌન્દર્યમાં મોહી કે સ્વાર્થમાં ? જોઇએ કયા વખત નીવડે છે ?

અરે ! વળી તેનો બીજો પ્રશ્ન પણ અવનવો જો ! કહે છે, કે સ્ત્રી પુરૂષોમાં ને પુરૂષ સ્ત્રીઓમાં અરસ્પરસ મિત્રતા ન થાય ! કેવો પ્રશ્ન ! હું વિચારૂં છું કે કેમ ન થઇ શકે ? હા થઇ શકે, પતી પત્નિમાં તેમજ છે ના ! પણ દરેકે દરેક સ્ત્રી, પુરૂષોનું ને વળી બનતું હશે ! આવું વાતાવરણમાં તો અસંભવિત જ્યાં બીજભાવ નથી, અકપટતા છે, મોહકતા નથી, ત્યાં થઇ શકે, જે દેશ, જે ભાગ તદ્દન સુધરેલો છે કે તદ્દન જંગલી છે ત્યાં તેમ થઇ શકે. હિમાલયના જંગલી વતનીઓમાં તેમ જ છે, તેઓ પ્રભુને પિછાનનાર છે વસ્તુનો મારાસારનો સ્વાભાવિક વિચાર

**કરનાર છે. પ્રભુને બક્ષિસ છે પરંતુ જ્યાં અર્ધ સુધારો થયો, અર્ધ કુધારો રહ્યો, અર્ધ સ્વભાવ સ્ત્રીના અર્ધ પુરૂષના; અર્ધ જ્ઞાની અર્ધો અજ્ઞાની, ત્યાં તેમ ન બને, ને જો બને તો વિપરિત પરિણામ આવે.**

આમ જગદીશ વિચાર કરતો રહ્યો છે ત્યાં કંચનકુમારી આવી પહોંચી જગદીશ છો કે ? પ્રશ્ન કરતી જગદીશની ઓરડીમાં આવી અહીં એટલું કહેવું જોઈએ કે કંચનના પિતાનું ઘર ને જગદીશનું ઘર બહુજ દૂર નહતા વિશેષ કંચનને પિતા તરફની અધિક પ્રકારની સ્વતંત્રતા લાડથી બક્ષવામાં આવી હતી આ વખતે જગદીશની માતા અને પત્નિ ગૃહકાર્યમાં લાગેલા હતા એકાએક સંધ્યાકાળે અન્ય બાળાનો શબ્દ સાંભળી જગદીશની મા બહાર આવી, જોયું તો કંચનને દીઠી કંચને આવી જગદીશને પૂછ્યું કેમ ! વિચાર કરી લીધો ને ? મિત્રતા રાખશો કે સ્નેહ ?

જગદીશ—સ્નેહજ હોઈ શકે ! અને તે નૈસર્ગિક

કંચન—અહો ધન્યભાગ્ય મારા માગ્યા કરતા વધુ મળ્યું, વારૂ જગદીશ, નૈસર્ગિક એટલે શું ?

જગદીશ—મારાથી બને તેટલો તમારા પર બેન તરીકે ભાવ રાખી તમારૂં કાર્ય કરવું તે

કંચન હૃદયમાં કંપી, ખીજાઈ ને ક્રોધથી બોલી બહુ સારૂ એ નૈસર્ગિક મારે ન જોઈએ તો શું હું બળુચકભાઈની બેન નથી, તે વળી તમને ભાઈ બનાવવા આવું કયા તમે તે મારા બાપના દીકરા જ્યારે પતિગૃહે જવાની વાર છે આપણી રૂઢી તે જણાવી

રહ્યો છે કચની રહ્યો છે, ત્યાગેજ તમારી મિત્રતા ઇચ્છુ છુ, નહિ તો શુ કહેવા હતા તમને ?

જગદીશ—એમ કંચનબેન ? માત્ર પતિગૃહે વસવાની વાટ હોવાથી મારી મિત્રતા ઇચ્છશો, પરતુ હજી કઇ તમારૂ વય નથી, કે પતિગૃહે વસવામા તમને રૂઢી નથી

કંચન—શુ ચૌદવર્ષે પ્રતિગૃહે ન જવાય, ત્યારે પરણાવે શુ કામ?

જગદીશ—બરાબર છે તે પરણાવવાની રૂઢી નઠારી છે, જ્યા સુધી બાળા રજસ્વલા થવાથી લાયકાતમા ન આવી હોય ત્યાસુધી લગ્ન ન કરવા પણ તેની લાયકાત થઇ આવવાથી લગ્ન કરી તરત જ સાસરે વળાવી દેવી, એ આપણા શાસ્ત્રની રીતિ છે

કંચન—વારૂ મારે હવે શુ કરવુ ! બન્યુ તે બન્યુ મારે પ્રેમ તો જોઇએજ ભલે સાસરે જાઉ કે પછી કાઢી નાખજો

જગદીશ બોલ્યો બાળા ! પ્રેમની કદર તને આવડી છે ! પ્રેમને તુ શીખ્યુ છુ ! અરે પ્રેમનુ પિછાણ જન્મ તો શુ પણ જન્મો જન્મ સુધી નથી થતુ પ્રેમ પાછળ જાન અર્પવા પડે છે ! અરે ! ભાઇબેન વચ્ચે, માતા પુત્ર વચ્ચે, ભાઇબધો વચ્ચે ને પતિપત્નિ વચ્ચે સર્વમા પ્રેમ રહે છે, નહિ કે ધણીધણીઆણીનો પ્રેમ તે એ.નો પ્રેમ કાલ કોઇ કહેશે કે ગુણિકાને તેના યાર વચ્ચેના સબધ તે પણ પ્રેમ છે

કંચન—ના હા તે સબધ તે પ્રેમ નહિ તો શુ !

જગદીશ—તે સ્વાર્થ, મોહ કામ, અરે ! નિર્બળા, જો પ્રેમ શુ તો તને ભાન કરાવુ, આમ કહી તેણે કહેવુ શરૂ કર્યુ

આમ પ્રેમ સંબંધી વાતચીત પરસ્પર થઇ રહી છે ત્યાં તો ઘર કામથી પરવારી સુશીલા જગદીશની ઓરડીમાં આવતી હતી, પણ પ્રેમના વાર્તાલાપ સાંભળી ત્યાંજ સ્તબ્ધ થઇ પતિ ઉપર શંકાની નજરે જોતી હતી મ્હો પર ક્રોધરૂપી વિષને પ્રસરાવી છુપી રહી ઉભી હતી

જગદીશ—પ્રેમ એટલે પાણીના ઝરાનો પ્રવાહ ! અરે તેથી પણ અધીક ઝરો મૂળથી નીકળી આગળ જતા વધતોજ જાય છે, તેમ પ્રેમ પણ દિવસે દિવસે તેની અભિવૃદ્ધિ થતી જઇ, તેની હદ પણ ન અંકાય તેટલો પ્રવાહ બનતો જાય છે પાણીનો પ્રવાહ સૂર્યના પ્રખર કિરણો પડતા સુકાઇ જાય ત્યારે પ્રેમ પ્રવાહ દુઃખના કીરણો પડે, ત્યારે તુટી ન જતા સુકાઇ ન જતા વધતોજ જાય છે અરે ! મરણ આવી સન્મુખ ખડું થાય' ત્યારે પ્રેમીઓ પ્રેમમાં મશગુલ થાય, ને તેની કીમત અમુલ્ય અંકાવે છે પ્રેમ એક જન્મથી અટકતો નથી પણ જન્મોજન્મ કાયમ રહે છે પ્રેમીઓ વચ્ચે હજારો વિઘ્નો આવે, દેહના ટુકડા થાય, સુખ સમૃદ્ધિનો નાશ થાય, તો પણ અડગ રહે છે પ્રેમ એટલે તેનો જીવ, તેનો આત્મા **પ્રેમ એટલે આત્માની એકતાનું ભાન !**

કંચન વચ્ચે બોલી ઉઠી બસ, મારે તમારા મોટા ભાષણો નથી સાંભળવા હું ભાષણમાં નથી આવી પણ મારા હૃદયના રોદણા રડવા આવી છું

જગદીશ—જાવ ત્યારે તમારૂં સુજતું કરી લો મારી ફરજ હતી તે અદા કરી હજી પણ તમને સુધારવા પ્રયત્ન ચાલુ રાખીશ

કંચન—એમ ને ? તું મને સુધારવાનો હતો જગદીશ જોઉં

છુ મને પહેલેથીજ તારા માટે ભરોસો ન હતો, પણ તારા સૌન્દર્યે મને મોહ લગાડ્યો નથી માનતો તો જો પિતા પાસે તારી દશા

જગદીશ—વારૂ કંચન! તારાથી થાય તે કરજે પિતા ભોળા નહિ બને અને જો બનશે તો નસીબ છતા સત્યનો જય છે અરે શું હું માગ સૌન્દર્યનું પતંગ બન્યુ હા દૈવ! એજ તારી ઇચ્છા!!

કંચન બળાપો કાઢી ગુસ્સાના આવેશમા ચાલી ગઈ જગદીશ શાંત થયો, ને પથારીમા પડયો સુશિલા અત્યાર સુધી પતિ પરીક્ષા કરી રહી હતી વ્હેમમા બળતી હતી, તે આથી પતિને શાંત કરતી બેઠી જગદીશને મગજનો શ્રમ પડતા, એકાએક તે નિદ્રા વશ બની ગયો



## પ્રકરણ ૭

### સખી સંમેલન.



મૂળસિંહની પાસેથી છૂટો પડયા પછી જુલમ, સોનગઢ નરેશને આનંદ કરવાના સ્થળોમાથી આજુબાજુની હિલચાલ તપાસતો તથા મૂળના માણસોને ભેદથી ફોડવા માટેના કાવત્રા રચતો પસાર થયો. આગળ ચાલતા મોહિનીના અવનવા ઉત્સવ હર્ષનો દેખાવ તેની નજરે પડયો મોહીની પોતાની પ્રિય સહચરીઓ સાથે ભિન્ન ભિન્ન વિષય પરત્વે ચર્ચા ચલાવતી, તથા કુદરતી સૌંદર્યને અવલોકતી ધ્યાન સાથે

ગમ્મત ઉડાવતા હતી મોહીનીનુ સ્વરૂપ આકર્ષક ને તેજસ્વી હતું રૂપ, ગુણ, વય અને જ્ઞાન સર્વમા એકકો હતી તેને જોતા જુલમ અંજાઇ ગયો, ને પોતાના વિચારને પોષવા લાગ્યો મનથી એવા તરંગો ગોઠવવા લાગી ગયો કે આને ગમે તેમ કરી, કાળાનાગને સમજાવી અહીથી ઉપાડવી, ને પછી કાળાનાગને સર્વ સ્થળેથી જય અપાવી, પછીથી તેનો પણ ઘડો લાડવો કરી, આ સુંદર અપ્સરાને આપણે હાથ કરી લેવી મનમા વિચારો કરતો અહીંથી જુલમ રવાના થયો તેનો વેશ, આકૃતિ જોઈ મોહીનીની સાથે રમત કરતી કેટલીક બાળા તો ભય પામી, ને થરથરવા લાગી મોહીની તેમને શાંત્વન આપવા લાગી આમ જુલમને જોતાંજ મોહીનીના આનંદમા જુલમ વર્તી રહ્યો

મોહીની તે અન્ય કોઇ નહિ, પણ સોનગઢ બાળનરેશ મુળસિંહની ભાઇથી પણ અધિક નાની બ્હેન અત્યારે તેનુ વય સોળ વર્ષનુ હતુ મહારાણાની પુત્રી અને વળી ભાઇના લાડમા ઉછરેલી તેમજ સ્વતંત્રપણે પણ નીતિમય મનપસંદ વર્તન કરવાની છુટ હોવાથી તેના દિલને કાંઇ ક્ષોભ ન હતો તેની સહચરીઓમા કેટલીક કુળવાન, કેળવાયલી, ગરીબ પણ નીતિમાન અને કેટલાક સાધારણ વર્ગની પ્રજાની તેમજ સરદારોની પુત્રીઓ હતી તેમની સાથે પોતાના પ્રિય બાગમા સૃષ્ટિ સૌન્દર્ય અવલોકતા વનસ્પતિ ફૂલો, પક્ષીઓ વગેરે ને દૃષ્ટાંત રૂપે મેળવી, ચર્ચા રસભેર કરતા ને તેમાથી અવનવા ખુલાસા કરતા મોહીની હર્ષમા દિવસ ગુજારતી કટલીક વખત તેની સખીઓ તેના માતપિતાને યાદ કરી આપતી તેને ખેદ થઇ આવતો પણ તરત તે દાબી દેતી, સખીને ઠપકો આપતી ને કહેતી કે બહેન ' મને ભાઇ ભાભીથી માબાપ

જેટલુજ સુખ છે તેઓ તારા દિલને કઈ ઓછુ આવવા દેતા નથી ને મારે માટે અર્ધા ભાગીદાર ભાઇ સમજી, જોઇતી વસ્તુઓ પુરી પાડે છે વળી શુ કોઇના માબાપ તે હમેશા પહોચતા હશે ખરા કે ! એતો જન્મેલાને માટે મૃત્યુ સૃજાયલુ છે ! તે ગયા તો કોઇ વખત આપણો પણ દિવસ આવવાનો જ છે **જન્મેલા માટે મરણ સ્વાભાવિક છે, ને તે માટે શોક હોયજ નહિ ! જન્મ થતા હર્ષ પણ નજ થવો જોઇએ ! જયા સુધી આપણાં પુણ્ય પાપ રૂપી કાર્યો ઘડાયલા છે, જયા સુધી વાસનાઓ રહેલી છે, ત્યા સુધી જન્મ ને મરણ સાથે સરજાયલાજ માનવા** વિગેરે વચનો કહી સખીને સમજાવી દેતી ને પુન યાદ ન કરવા સુચના કરતી

કોઇ કોઇ વખત સખીઓ હાસ્ય કરી કહેતી કે બ્હેન ! ત્યારે ભાઇ ભાભીને લાગણી હોય તો તારા લગ્ન હજી સુધી ન કરે ?

મોતી ખૂશ થતી ને પ્રત્યુતર વાળતી કે સારૂ બ્હેન ! માત પિતા હોત તો તે પુત્ર પુત્રીના વાત્સલ્ય પ્રેમમા તણાઇ, નાની કુમલી વયમા લગ્ન કરી દેત, ને તેઓ કૂળ ને પૈસા જોઇ મને ગમે ત્યા લાકડે માંકડુ વળગાડી દેત તે મારુ શુભ નસીબ ! જો-જો-બેન એમ ન માની લેતા કે તેથી મા-બાપ મરી ગયા તે સારૂ થયુ આ તો હુ મા-બાપનો ગાડો પ્રેમ જણાવુ છુ વળી ભાઇના હાથમા પણ તે કાઇ નથી તેઓ સમય આવે મારૂ નસીબ જ્યા હશે ત્યા મને જોડશે, હજી કયા વખત વીત્યો છે ? વળી હવે તે મારૂ લગ્ન કરતા મારો અભિપ્રાય જરૂર પૂછશે કેમ કે સહજ સહજ બાબતમા પણ મારો અભિપ્રાય લીધા વિના કામ કરતા નથી, તો પછી આ જન્મપર્યંત જેની સાથે જોડાવાનુ છે, અરે ! આ જન્મથી બીજા

જન્મની સારી વા નરસી તૈયારી કરવાનુ જે સાધન છે તેમા માગે વિચાર નહિ લે, તે કેમ બને ? તેઓ તે બાબતની તપાસમા છે, એમ મને જણાય છે એક વખત તેમણે તે માટે સહજ ઇસારો કર્યો હતો

કહો બેન ? જ્યારે ભાઇ મને પતિ પસદગી સોપે અરે ! એમ નહિ કેમકે તે તો સ્વયવરની વાત આવી પણ તે માટે કોઇ પાત્રની શોધ કરી મારો વિચાર પુછાવશે, તો મારે પતિની કઇ કઇ બાબતોની તપાસ કરવી ?

એક નાની બાળા બોલી ઊઠી—વળી એમા શુ ? નાનો સુદર, કોમળ, કાલુ કાલુ બોલનારો અને વળી રમાડાય તેવો પતિ પસદ કરવો

મોહીની—એમકે, એટલે કે મારે મારા કરતા નાનો શોધવો ના ? વારૂ, બીજી કોઈ કહેશે

તરતજ બીજી બાળા બોલી ઉઠી હા બેન ! જૂઓ રૂપાળો-સારા સારા કપડાવાળો, અક્કડ છેલબટાઉ થઇ ફરનારો, અને ખુબ પૈસા વાપરનારો શોધવો

વારૂ, એટલે જેને લોકો બહારથી ભપકાવાળો માને તેને શોધવો કે બીજુ ! પછી તે શુ સુખ આપે ? ગાડી, પતિ પસદગી એવી થાય ?

પેલી આમ વિચાર કરે છે એટલામા બીજી બોલી વળી ત્યારે કેવી થાય, તમારે રાજકુળની છોકરીઓને શુ ? મોટા મહા રાણા જોવા.

મોહીની—ઘરડા હોય તો ચાલે ના ?

બાળા—તેમાં શું, આપણે તો રાજ્યને વરવાનું છે કે રાજાને ?

મોહીની—રાજાને રાજ્યને વરી શું કરવું ? પૈસો, પતિ સુખ આપવાનો છે ? આ જન્મનું સાર્થક કરવાનો છે ? પતિ ગયા એટલે પછી શું ?

બાળા —કેમ રાજ્ય કઇ જવાનું છે ?

મોહીની—હા બીજો પ્રબળ શત્રુ ચઢી આવી રાજ્યના ફના-

ફાતીયા કરે તો પછી શું કરવું ?

બાળા—એટલે એમાં શું ? જે રાજા જીતે તેને વરવું

મોહીની—ચુપ ગાંડી, બસ કર સમજ્યા વિનાનું બોલે છે ક્ષત્રિયમાં તેમ ન બને ક્ષત્રિયાણી, શુરા, ન્યાયી, જ્ઞાની અને તેજસ્વી એવા પતિને વરે છે તે નથી જોતી ગરીબ કે તવગર શુરો ક્ષત્રિય ગરીબ હોય તો પણ કોઇનું દાસત્વ સ્વીકારતો નથી, પણ પોતાના બાહુબળે કરી જ્યાને ત્યાં અમર નામ કરી પોતાનું કુળ ઉજાળે છે અને જો પતિ મરે તો ક્ષત્રિયાણી પાછળ સતી થાય છે વચ્ચમાં એક ડાહી બોલી ઉઠી બેન ! મારી એક શંકા છે જો પતિ મોટો હોય, ને પત્નિ નાની હોય તો પતિ વહેલો ગુજરી જાય ને પત્નિ વિધવા બને, પણ ને કરના પત્નિ મોટી અને પતિ નાનો હોય તો પત્નિ વહેલી જાય એટલે પછી પતિને શું ? પુરૂષને સ્ત્રી જેવી કઇ જંજાળો છે-આપદાઓ છે ?

મોહીની—બેન ! તે તો ખુબ કરી આ ખુલાસો તો, શાસ્ત્રકારો કરી શકે એ તો પતિ મોટો હોય કે પત્નિ મોટી હોય છતાં જે પ્રથમ જવાનું હોય તે જાય છે ને જે ભાગ્યમાં લખ્યું હોય તેજ બને છે

બાળા—વારૂ ત્યારે બેન ! તમે તો તમારૂજ ખરૂ માનનારા, હવે ભાગ્ય આવ્યુ નસીબ આવ્યુ તમે પણ તેમજ કરશો ના ? ભાઇ જે પતિ શોધી આવે તેને કબુલ કરી લેશો, ડહાપણ ડોળશો મા !

મોહીની—હા બેન તેમજ થશે, આપણા વડિલો માબાપ, કે ભાઇ, પોતાના વધુ અનુભવ પ્રમાણે સારાસારનો વિચાર કરી જે પાત્ર શોધી લાવે છે તે યોગ્યજ હોય છે તેમા કોઇકજ દૈવાવશાત્ વિપરીત પરિણામ આવે છે પણ આવે તો કોનો દોષ ? તેમા વડિલનો શુ દોષ ? છતા બાળા પુખ્ત વયની સમજુ હોય તો વડિલોની પરિક્ષા, પ્રમાણે પોતે રૂપમા ન મોહી પડતા આત્માને પૂછી ને જે જવાબ મળે તે વિચારી લેવો તે પછી તેમા જવલ્લેજ વાધો પડશે જો પોતાના આત્માનો અવાજ ના પાડતો હોય, તો વડીલોને તેમ કરતા અટકાવવાને પોતાનાથી બનતુ કરી કુવારાપણુ વેઠી તે સબધ ન સ્વીકારવો, **કેમકે લગ્ન એટલે રમત નથી પતિ એટલે રમકડુ નથી.** કે એક ના ગમ્યુ એટલે બીજુ બદલી લવાય તેવુજ પુરૂષો માટે સમજવુ

બાળા—બ્હેન આજ તો ખુબ ઉડા ઉડા પ્રશ્નોના વિચાર કર્યા ને તેનો ઉકેલ આણ્યો પણ હવે તમારી માટે કેવા પતિની પસદગી થનાર છે

બાળા ૨—એમ કે ! તને માલમ નથી ! વળી બીજુ કોણ ? મહારાજના પાટવી અને મોહીનીના ભાવી—

બાળા—શુ પતિ ?

મોહીની—વળી એ કોણ ? પતીની પસદગી પણ મારે માટે થઇ ચુકી છુ તો કાઇ જાણતી નથી

બાળા—ત્યારેજ ભાઇની પસંદગીને કબુલ કરવી તેમાં જીત પામ્યા ના !

મોહીની—એમાં જીત શાની ! જે સત્ય તે સત્ય, ને અસત્ય તે અસત્ય એ શાસ્ત્રીની રીતી છે

બાળા—હા હા એતો મનપસંદ સ્વામીની શોધ થઇ એટલે પછી ભાઇને મળતા કેમ ન થવાય ! સારૂં બેન, અમારે તો તેમાં મઝા ને બીજેય મઝા અમારે કયાં તમારા પતિને પરણવું છે !

મોહીની—અરે ! ગાંડીઓ ! અત્યારથી તે અન્યને માગ પતિ-સ્વામી બનાવવા મંડી પડો છો તો સારૂં કે ! ભાઇ સાંભળે તો તેમને પણ માઠું લાગે જવા દો વિતંડાવાદ મને તેની લેશ દરકાર નથી પછી તમે કયાંથી વાતો ઉડાવો છો ?

બાળા—ચંદ્રા ભાભીની વાતચીત પરથી

મોહીની—એમને ! જોઇ લેઇશું આજ તો બહુ લાંબી ચર્ચા થઇ, ચાલો

આમ રકઝક કરતા હા ના કરતા સર્વે જુદા પડયા મોહીની પોતાની નાની નાની ભત્રીજીઓને રમાડતી ભાઇના મહેલ તરફ વિદાય થઇ દાસીઓ સાથે હતી, જતી વખતે નિયમ પ્રમાણે ઘટિત લાણી કરી બાળાઓને ખુશી કરી ગરીબ નિર્દોષ બાળાઓ અંતરના ઉમળકાથી આશિષ દેતી ગઇ કે મોહીની માને શાણાને શુરા પતિ મળો, ને તેમનુ આયુષ્ય વધી તેમની કીર્તિ જગે અમર તપો



# પ્રકરણ ૮

## જન્મોત્સવ !

આજે શરદ પૂર્ણિમા છે શરદની શિતલતા, તેવીજ આજ મોહીનીને શીતલતા પ્રાપ્ત થવાના શુભસૂચક મંગળ ચિન્હોનો ભાસ નયનના ફરકવાથી થવા લાગ્યો સવારમાં ઉઠતાં તેનો ચહેરો પ્રફુલને શાંતીમય દીસતો હતો સ્નાનાદિક ક્રિયાથી પરવારી વહેલી વહેલી બાઇ ભાભીને પ્રણામ કરી ,કુટુંબીને નમન કરી તરતજ પોતાની ભત્રીજીઓને સાથે લઇ પોતાના પ્રિયસ્થાન બાગ તરફ રવાના થઇ જતા જતા કેટલીક સખીનો રસ્તામાં મેળાપ થયો નિર્ણીત સમયે સર્વ સખી એકત્ર થઈ મોહીનીએ કહ્યું બેનો ! આજ સમગ્ર વિશ્વમાં શાંતિનો દીવસ છે મહા પૂર્ણિમા છે અને વળી તે શરદ પૂર્ણમા !! એટલે તેના આનંદની તો વાતજ શી કરવી ? છતા મારા દીલમાં આનંદ થાય છે તે જુદાજ ભાવથી છે કેમકે આજે મારો જન્મ દીવસ છે વચ્ચે ડાહી સખી બોલી ઉઠી હે બ્હેન ! જન્મ દિવસ હતો, તો તમોએ કાલેજ કેમ ન જણાવ્યું ! ને છુપાવી રાખ્યું ? આવું મૌન શા માટે રાખ્યું એથી અમે તો આપને આનંદમાં ઓછો ભાગ આપી શકીશું પ્રથમથીજ જાણ્યું હોય તો તૈયારી સારી થઈ શકે ને ?

મોહીનીએ ઉત્તર વાળ્યો વ્હાલી સખી કાંઇ નહિ, મને તેમાં આનંદ થાય છે તે નામનોજ, કેમકે સમાજના ચાલુ નિયમને લીધેજ

શુ ત્યારે મ્હેન ! જન્મ દીવસનો આનંદ ઓછો છે ? હા !
હા ! ' તેમજ હોય કેમકે પતિ વિના જન્મદિવસ સારો કેમ
જીવાય ? ન વળી તમો પુષ્પ વચનો થતા આવ્યા મ્હેન કાનની ને
આજની વાતચીતમા તમારા વિચારો બદલ્યા ! ' એક ડાહી છોકરી
બોલી ઉઠી

મોહીની—ના મ્હેનો ! ' તેમ માનવાને કંઈ કારણ નથી.
મને જન્મદિવસથી કંઈ વધુ આનંદ નથી થતો સમાજ ગાડી
છે, ભુલ ખાય છે, જો કે મારૂ ગત જીવન તો નિષ્ફળ નથી થયુ,
પરંતુ કેટલાકોના જીવન માત્ર પશુ જીવન, સ્વાર્થીય જીવન, અરે !
નીચ જીવન કે કાગ કીડાના જીવન હોય છે, માત્ર શરીર વધારી,
મનથીજ મોટા બા સમજી બીજાના ગળા રેંસી, અન્યને બદનામ
કરી બીજાને હલકા પાડી પોતાના સ્વાર્થની ખાતર, પોતે આગળ
પડવાની ખાતર પોતાનુ ન કરવાથી ઉંધા ચતા કરી અલમસ્ત
જીવન કરે છે તેમના વર્ષો તેમના આ જન્મથી ઓછા થાય
છે, કહો તેમણે શુ લાભ કાર્યુ ? મ્હેનો ને મારુ મન કંઈ લા-
ગતુ નથી પરંતુ મે તેથી ઉલટુ કાઇ નુમ કરવામા પણ પગલા
નથી ભર્યા છતા ઈશનો ભય રાખી તેને પ્રત્યક્ષ રાખી, ફળની
દરકાર ગણ્યા વિના નિષ્કામ વૃત્તિથી જે બાલજીવન સારૂ
જીવનમા થાય તેવા કામ કરવામા ક્યાશ રાખી નથી, છતા દોષ
થયા હોય તો ઈશ ક્ષમા બક્ષે ! ' મારા જીવનમાથી સોળ વર્ષો
પુરી ગયા કોણ જાણે કાળ કેટના વર્ષો આ જીવનમા નાખનાર છે ?
મ્હેનો ! તેથીજ જન્મ દિવસ તે હર્ષનો નહિ પણ શોકનો માનવો
જોઇએ અને માણસ વિચારવુ જોઇએ કે અરેરે ! મારા જીવનમાથી

અમુક વર્ષ ચાલ્યા ગયા મે કઇજ ન કર્યું તે કારણે મે આપ સર્વને વિદિત કર્યું ન હતુ, ને છતા આટલો આનદ જોવાનુ કારણ એજ કે ભાઇ, ભાભીને માઠુ ન લાગે, તેમનુ દીલ ન દુભાય મારી ફરજ છે કે, તેમનુ દીલ દુભાય તેવુ એક પણ કાર્ય મારે ન કરવુ જોઇએ, તેમાજ મારી મનુષ્યની લાયકાત છે, બ્હેનો ! હવે જુદી જુદી જાતના રમત, ગમતનો લા'વો નિયમપુર્વક લ્યા, ને અન્યને લેવરાવો

કહેતા વારજ જુદી જુદી જાતની રમતો શરૂ થઇ ને બગી ચામા નાની નાની નિર્દોષ અબળાઓનો આનદ શરૂ થયો, આમ આનદની રેલછેલ ચાલી છે ત્યા ઉત્તર દિશાએથી ઘોડાને પુર વેગથી દોડાવતો ને ક્ષત્રિયની પ્રભાથી ઝળકતો, કુન્દનપુરીનો યુવરાજ સર્યુકાન્ત આવતો હતો બગીચા સમીપ આવતા ઘોડો ધીમો પાડયા, ને તેની નજર એકાએક બગીચા સમીપ આવતા ઘોડો ધીમો પાડયો, ને તેની નજર એકાએક બગીચામા રમત કરતી બાળાઓ તરફ વળી બાળાઓની નાયિકા-મોહીનીને જોતા તેના સૌન્દર્યે તેના ચિત્તને મોહાવ્યુ ને તરતજ ઘોડો સ્થભાવ્યો મોહીની બધી બાળાઓમા તુર્ત ઓળખાઇ આવે તેમ હતી કેમકે રૂપ, ગુણ, વય તથા અલકારથી લાખો તારાઓમા ચદ્રનુ તેજ તરત પરખાઇ આવી ચદ્રની ઓળખ થાય છે, તેમ મોહીનીની ઓળખ સર્યુને થઇ ને ને પોતાની ભાવિ પતિને દેખતા તેના હૃદયમા આનદની છોળો ઉડી રહી

મોહીની માટે સર્યુ સાથેના લગ્નની ખાનગી માગણી મહારાજ પાસે આવી ગઇ હતી, મહારાજે તે સ્વીકારી હતી ને સર્યુને માતાના

વાત્સલ્ય લાડે કરી માતાના મુખથી તે વધામણી મળી ચુકી હતી તેમા વળી સર્યુને એકાએક કારણે સોનગઢ આવવાનું થયુ ને નગરમા પ્રથમ પ્રવેશ કરતા પોતાની ઇચ્છીત વસ્તુના દર્શન થયા. તેથી તે અહોભાગ્ય માનવા લાગ્યો મનમા ને મનમા ગોઠવણ કરી વાતચીત કરવાના લોભને ન રોકતા તરતજ તે ઘોડાથી નીચે ઉતરી, ઘોડા એક સ્થળે બાધ્યો ને બાગના આશોપાલવના ઝાડ નીચે વિશ્રાંતિ માટે બેઠો।

આમ એકાએક અજાણ્યા પુરૂષના ઉપરના દેખાવને સર્વ બાળાઓએ નજરે નિહાળ્યો-જેથી તેમના આનદમા કઇક ભગાણુ થયુ આખરે ગોઠવણ મુજબ કાર્ય ખલાસ થયુ એટલે મોહિનીએ રાજકુળને શોભે તેવી લ્હાણી શરૂ કરી, ને સર્વ સખીના મન સતો ષ્યા આ બનાવ સર્યુકાન્ત બેઠો ટગે જોઇ રહ્યો હતો લ્હાણી પુરી થતા સર્વ સખી રજા માગી રવાના થઇ મધ્યાન્હકાળ થવા આવ્યો હતો જ્યા મોહિની થોડો સમય આરામ લેવા પોતાના મહેલમા બત્રીજીઓને તેડીને ગઇ, ને અગાસીમા જઇ બેઠી અગાસી પણ ફુલઝાડથી સુશોભિત ને જોયથી શાંતિ પમાડે તેવી બનાવેલી હતી તેની નજર એકાએક આશોપાલવના ઝાડ નીચે પરદેશી રાજ મુસાફર તરફ પડી ને તેના રોમાચ ખડા થયા તેના ભાવો બદલાયા કોઇ પ્રસગે ન પેદા થયેલા વિચારો સ્ફુર્યા ને ચિત્તને તથા આખોને ઠપકો આપવા લાગી તરતજ ખરાબ વિચારોને તથા શરીરના અ-સ્થ સ્થિપણાને દાબી દઇ એક સખી મોકલી તેનુ ઓળખાણ પુછા-વ્યુ, ને તેની ક્ષુધા શાન્તિને માટે ફળફુલ તથા દુધ વગેરે મોકલ્યુ

બે સખી તરતજ એક થાળમા ફળફુલ તથા દુધના કટોરા ભરી, પાણી વગેરેનો ફુજો ભરી ત્યા જઇ પ્રણામ કરી તેની પાસ લઇ ગયેલી વસ્તુઓ ધરીને, નિવેદન કર્યું કે પરદેશી રાજવંશી મુસાફર ? આપ એકાએક આવા મધ્યાન્હમા મુસાફરી કરતા અહી શાતિને માટે આવ્યા છો, ને આ બાગમા નિવાસ કર્યો છે. આજ અમારી રાજકુમારીનો જન્મ દિવસ હોવાથી સર્વને મનવાચ્છિત વસ્તુઓ મળી છે, ને સર્વને, શાતિ મળવાથી તે સર્વેએ શુભાશિષ અમારા બ્હેનને આપી છે, તેવીજ રીતે આપ તેવા આનંદના પ્રસંગે અહી પધાર્યા છો, તે માટે આ ફળફુલનો આહાર કરી શાતિ પામો પછી આપના કાર્યમા જોડાશો

રાજકુમારે ગભીરતાથી કહ્યુ બાળાઓ ઘણી ખુશીની સાથે સ્વીકારૂ છુ તમારા હર્ષમા હુ પણ ભાગીદાર થાઉ છુ અને તમારી સખીને શુભાશિષ હૃદયથી આપુ છુ પણ એટલુ તો કહીશ કે દરેકે દરેક સખીને મન ઇચ્છ્યુ મળ્યુ તેમ મને મળ્યુ નથી આમ કહેતા સયુક્રાન્ત કઇક અચકાયો

એક સખી બોલી ઉઠી ' કુમાર તમોને નોતરેલા ન હતા, છતા વગર તેડે આવ્યા તો તેથી પણ તમારી કદર અમારા બ્હેને કરી છે, ને ઘણીજ છે

કુમારે કહ્યુ, હુ વગર તેડે કેમ આવ્યો હોઇશ ? તમે જાણો છો ?

તમારે તે જાણવાની જરૂર નથી શુ મારી કદર તેમણે કરી છે, કે તેમની કદર મે કરી છે ? મોકલેલી વસ્તુનુ અપમાન ન કરતા

स्वीकारी लीधी छे केमके क्षत्रियनो ते धर्म छे ने मळेली वस्तुना बदलामा ते आपे छे क्षत्रियो बदलो आप्या विना रहेताज नथी तमारी बहेनने कहेजो, के क्षत्रिपुत्र मळेली वस्तुना बदलामा बदलो आपशे

वाह कुमार ! तमारु नाम शु ? क्याथी आवो छो ? ने क्या नगरना युवराज छो ! एक सखीए पुछ्यु

मारु नाम सुर्यकान्त, कुन्दनपुरीथी आवु छु मारा पिता महाराज कुन्दनपुरीना महाराणा छे ओहो ! सयुकान्त ? एक बोली ऊठी

सुर्यकान्त मनमा मलकवा लाग्यो, के अरे ! आ छोकरीओ मारा नामने जाणे छे अवश्ये सखी सखीमा तो हास्यविनोद थतोज हशे ! धन्य छे ! प्रियाना जन्मोत्सवमा आपणने पण भाग मळ्यो ने तेने स्थान आपीए फळ फुल खाधा, दुध पी शात थयो, पेटथी, मनथी अने हृदयथी सर्वथी शांति मळी

सखीओए बनेली बीना तथा सर्व वातचीत मोहीनीने कही संभळावी मोहीनी हृदयथी आनद पामी बहार बतावी शकी नहि मनथी कहेवा लागी के आज मारी आंखनु फरकवु खरेखर फळ्यु ! ने आजनो मारो जन्मोत्सव पण फळ्यो ! ! रे मनना मान्या, भाईना मोंघ्या अने सखीना वाते वाते गाठी दीधेला भरथार मळ्या आज तो भाइ भाभीने पण आनद थवानो अरे ! पण तेमणे कह्यु छे के क्षत्रिय पुत्र मळेली वस्तुना बदलामा बदलो आपे छे ते शु बदलो ? ते हालमा मागवो ? ना क्या विह्यु छे ? वगेरे प्रश्नोथी सखी सव साथे भुवन तरफ विदाय थइ

# પ્રકરણ ૯ મું.

## મ્હેમાન

મોહીની બાગમાંથી રાજમહેલ તરફ વળી સખી સર્વે વેરાઈ મોડુ થઇ જવાથી મુળસિંહ પત્નિ સહિત બહેનની તથા પુત્રીઓની રાહ જોઇ રહ્યા હતો મોહિનીને જોતા આનંદનો પાર રહ્યો નહિ મોહિનીનો આજનો ચહેરો કોઈ અવર્ણનિય હતો. મોહીનીએ બાઇ ભાભીને પ્રણામ કર્યા, બાદ સર્વેએ ભોજન કર્યું. સર્વ વાતચીત કરતા જાય ને જમતા જાય પરંતુ મોહીનીનુ ચિત અન્ય સ્થળે હોય તેમ ભાસ થતો આમ આનંદી કુટુમ્બ આનંદ કરે છે ત્યા એક સખીએ બાગની અંદર બનેલી બીના કહેવી શરૂ કરી ને કુન્દનપુરી યુવરાજ સર્યુકાન્ત અહીં આવેલ છે, તેની વધામણી આપી ચંદ્રા-મુળની પત્ની બોલી ઉઠી અહો આપણા ભવિષ્યના પુજ્ય મહેમાન નગરીમા આવેલા હોય ને આજના સમયે જમણના આનંદમા તે ન હોય એ ઘટિત ખરૂ કે? અને વળી તે મોહિની બહેનનો જન્મોત્સવ? મુળસિંહે ધીરજ આપી કહ્યું ના શાણીને ધર્મ આપણે ભુલ્યા નથી ખબર હમણા મળી, તે આવી પહોચશે? દાસી પ્રત્યે કહ્યું તેમને કયા દીઠા? કયા ઉતારો કર્યો છે? શુ કરતા દીઠા?

દાસીએ ઉત્તર વાળ્યો કૃપાધિશ! મોહિની બેનના બાગમા' આશોપાલવની છાંયા તળે અને ફળાહાર કરતા દીઠા

મુળસિંહ—ફળાહાર કયાથી આવ્યો!

દાસી--મોહિની બેનનાજ જન્મોત્સવમા સખીઓને મળેલો ભાગ તેમને પણ મળ્યો, ને તે શાંત થયા

ચંદ્રા—શુ મોહિની બેનની સખીમાથી ભાગ મળ્યો અને તે મોહિની બહેને આપ્યો વાહ ! મોહિની બહેન ! ત્રિરંગી યુવરાજ તમારા સખી બની ગયા !

મોહિની—ના માતા તુલ્ય ભાભી ! તે કંઇ સખી નથી હુ તેમને ઓળખતી નથી મારો ધર્મ છે કે ઉત્સવ પ્રસંગે જે કોઇ આવ્યુ હોય તેમને મળેલો ભાગ આપવો તે મુજબ તે ઓચિંતા આવ્યા, ને તપાસ કરતા જણાયુ કે દુરથી કોઇ મુસાફર આવેલ છે, ને તે વળી રાજરત્ન છે પછી મુસાફરની સંભાળ રાખવી તે પણ હુ ફરજ સમજી, એટલે તેમને વસ્તુઓ ક્ષુધા, તૃષા છીપાવવાની આપવીજ જોઇએ

ચંદ્રા—હા, હા બેન ! તમે જ્યારે તેમને શાંતિ નહિ આપો તો બીજુ કોણ આપશે ! તમારેજ તેમની જીંદગીભર સંભાળ લેવાની છે અને શાન્તિ આપવાની છે વિશેષ આજેજ તમારો જન્મોત્સવ ચાલો તમારૂ નૂતનવર્ષ સુખદ નિવડ્યુ

મોહિની—કેમ ભાભી ! આમ પરોક્ષ કટાક્ષ કર્યું ?

ચંદ્રા—હજી ન સમજ્યા ? એ તમારા ભાવિ પતિ થવાના ! ! આ સાંભળી મોહિની લજવાઈ કેમ તમને પસંદ છે ના ? તમારા કાજે તમારા ભાઇએ તે પતિની પસંદગી કરી છે, ને મે તેમા વિશેષ સંમતિ આપી છે, રાજ ખરૂં ! ના ?

મુળસિંહ—હા બેન મોહિની ! અત્યાર સુધી જેની તપાસમા હતા, તે આજે જાહેર થાય છે અમારી કેવટની પરિક્ષા ને તપા-

સણી ત્યાથી અટકી પડી છે કુળ સારૂ છે રાજપુત્ર સારા છે ' '
બેન ! તમારા જોવામા આવ્યા કે નહિ ? મારે તમારી સમતિ લેવી જોઇએ કેમકે તમો હવે બાળક નથી સમજુ છો '

મોહિની—ભાઇશ્રી ! આપને સુજ્યુ તે મને રૂડુજ છે, હુ કઇ જોઇને રૂપમા મોહિત બની ગઇ નથી હુ શુ જોઉં ? મુખ જોઈ પસદગી શાની રૂપની કરૂ ? એક વખત પણ પરિચયમા આવ્યા વિનાના માણસની પરિક્ષા શી હોઇ શકે ? માનો કે પરિક્ષા વખતે સર્વમા ઉત્તીર્ણ નીવડયા પછી બાજી પલટી ભવિષ્ય બદલાયુ તો કોનો દોષ ? અરે ! ઇશ્વર જોડા પોતાના હાથથીજ ગોઠવી આપે છે ! અરસ્પરસ માણસની મૈત્રી દૈવાવશાત્ થાય છે, પુર્વજન્મનુ ઋણ પુર્ણ કરવાને અલ્પ વા ગાઢ પરિચય થાય છે ભલે પછી પ્રારબ્ધથી જીવન સુખ રૂપ નીવડો કે દુઃખરૂપ પછીથી તો હર્ષ કે શોક ન કરતા જે જે પળે જે બને તે ભોગવેજ છુટકો. વિશેષ આપને શુ કહુ ! આપ તેજ હુ સમજો

મુળસિહ—બેન ! તે સ્વચ્છાથી પરણતી બાળાઓને ઠીક બોધ આપ્યો છે, માત પિતા કે વડિલ પોતાના બહોળા અનુભવ પ્રમાણે બિલકુલ સ્વાર્થ ન રાખતા જે પતિ, પસદગી પોતાના બાળકો માટે કરે તેજ વધુ પ્રમાણમા સફળ નિવડે છે, જો બાળકીઓના ભોળા, બિન અનુભવી દીલને તે પસંદગી સોપે, તો પરિણામ પ્રમાણમા ઉલટુજ આવે

પ્રિયે ! હવે મારા ધારવા પ્રમાણે તે આપણે ત્યા આવશે તેમની ઉતરવા વિગેરેની સગવડ સારી રીતની કરાવો, સાજના દરબારમાં તે આવશે ખરા, તે પછીથી હમો સાથે સાથે આવશુ બેનના આજે

આનદનો પાર નથી અરે ! સાથે એટલી પણ સવડ ઉતારશો કે જેથી બેનને તેમના કેટલાક ગુણોનુ અનુભવ કરવાનુ સુગમ પડે

બેન મોહિની તમો તે રાજકુમારની ઘટિત તજવીજમા રહેશો

"ભાઇનો આદેશ સાભળતા મોહીની કઇક લજવાઇ, કેમકે ગમે તેમ પણ માતપિતા કે વડીલ તરફથી સપુર્ણ પ્રકારની છુટ હોય છતા મર્યાદિત **લજ્જા તે સ્રી નો પરમ શ્રગાર છે**

સમય થતા મુળસિહ દરબાર તરફ ચાલ્યો ચદ્રાવતી તથા મોહીની માનીતા મહેમાનની ઉતારા વગેરેની સગવડમા રોકાણા

× × × × ×

આજે દરબારમા અન્ય કઇ રાજદ્વારી કાર્યો થવાના ન હતા, પણ આરામ હતો, છતા આનદના પ્રસગે દરબારમા તથા નગરવાસીઓને મીજબાની આપવી તે નિમિતે દરબાર ભરાયો હતો

મુકરર વખતે દરબાર ચિકાર ભરાયો ગાયકો, ગાયન શરૂ કરતા હતા, વાદ્યોનો રણકાર શરૂ થયો હતો, મહારાણા મુળસિહ આવ્યા સભાજને માન આપ્યુ, ને સભા શાન્ત થઇ, ઇશ્વર સ્તુતિ થઇ રાજા તરફથી પ્રજાને, પ્રજા તરફથી રાજાએ ઘટતા શબ્દ સત્કાર થયા બાદ નાયકાએ પોતાનુ નાચવાનુ કાર્ય મર્યાદિત રીતે શરૂ કર્યુ સર્વ સભા એક ચિત થઇ રહી હતી ત્યા ઇદ્રના જેવો જેનો ઘોડો છે અને ઇદ્રપુત્ર સમાન જે દીપી રહ્યો છે, તેવો સર્યકાન્ત, ઘોડો ઠેકાવતો ઠેકાવતો આવી પહોચ્યો ઘોડો ઉભો રાખી નોકરને બોલાવી, તેને યોગ્ય સ્થાન પર લઇ જવા હુકમ આપી દરબારના દરવાજા પાસે આવીને મુળસીહને ખબર આપી પ્રધાન સામો આવ્યો ને બન્ને

દરમારમા દાખલ થયા સર્વ કોઇએ ઘટીત માન આપ્યુ બન્ને મિત્રો બેઠયા અને પાસ પાસેના સ્થાન પર બેઠા જો કે એક રાજા હતો અને બીજો રાજપુત્ર હતો બનેની વય સમાન હતી સર્યુ, મુળ કરતા દીપી આવતો હતો પ્રજા તેની ચાતુરી અને સૌન્દર્યને જોઇ રહી હતી

સધ્યા સમય થવા આવ્યો દરબારમા આવેલાને ઘટિત માન, ચાદની લ્હાણી થઇ, પાનસોપારી લઇ દરબાર વેરાયો, મુળસિહ મહેમાનને લઇ હાથમા હાથ પકડી રાજમહેલ તરફ વિદાય થયા ઘોડાને અશ્વશાળામા મોકલાવી દીધો મહેલ પાસે આવતા ચદ્રા પોતાની નાની બેન રૂપ નાની નણદીને ભાવિ પતિનુ ઓળખાણ કરાવતી તથા મશ્કરીમા ઉડાવતી આગળીથી બતાવી રહી હતી તે તરફ સર્યુની નજર પડી એકમેકની નજર મળી ને ઢળી પડી

રાજમહેલમા આવી વાળુ વગેરેથી પરવારી કુન્દનપુરીના શુભ સમાચાર પુછ્યા, તથા રાજ્યના કેટલાક પશ્નો ઉપર વાતચીત કરતા, બને મિત્રો આજે રાત્રીના એકજ સ્થાનમા નિદ્રાવશ બન્યા

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પ્રેમી યુગલ

જન્મોત્સવનો દિવસ તો સુખરૂપ નીવડયો, પરન્તુ રાત્રીના મોહિની વિચારગ્રસ્ત બની, ચિત્ત ચગડોળે

ચડ્યુ, વચ્ચે વચ્ચે ચંદ્રાદેવી નણંદને મશ્કરીમા આનંદ આપતી આજે ભાભી, નણંદને સાથે આનંદ કરવાનો પ્રસંગ મળ્યો, પરંતુ મોહીની શ્રમીત હોવાથી નિદ્રાધીન બની, ચંદ્રા પણ એકલી પડવાથી સુઇ ગઇ

મોહીનીની ભરનિદ્રા ચાલી રહી હતી સ્વપ્નમા સર્યુકાન્તનેજ જોઇ રહી, તેને ઝંખતી હતી સ્મરણમા રહેલા ઉદગારો પણ બહાર નીકળી જતા શું સર્યુકાન્ત જેવો મને પતિ મળશે ? રૂપ ધન, યોવન તો સંપૂર્ણ છે પણ ગુણનુ શુ ? અરે ! ભાઇની પસંદગી ખોટી તો નહીજ હોયને ? ક્યા વરવુ છે, કાલે તેમની પરીક્ષા કરવી શરૂ કરીશુ ક્યા ભાઇને દુષ્ટ વિક્રયી વડીલોના જેવો સ્વાર્થ લોભ છે !? અરે હુ રૂપમા તો નથી મોહતીને ?

સર્યુકાન્ત ! તમે મારા પતિ, તમો મને સંપુર્ણ પતિસુખ આપી શકશો ? રાજાઓ એકથી અનેક પત્નીઓ કરવાના લોભી હોય છે તેવા તમો પણ બનશો ? **રાજા રામચંદ્રજી સિવાય એક પત્નીવ્રત કોણ પાળી શક્યુ છે ?** ભુલુ છું, જો હુ મન, વચન અને કાયાથી જાગૃતિમા કે સ્વપ્નમા પતિવ્રત પાળીશ તો તેમનેકેમ ન પળાવી શકુ ? તે સ્ત્રીની ફરજ છે

આ પ્રમાણે રાત્રી તરંગાવલીની માળામા વીતી સવાર થતા ઉઠી, શૌચ સ્નાનાદિકથી પરવારી સર્વેજન રાજમહેલમા કામે વળગી ગયા નાસ્તાને માટે સવારમા મુળસિંહ-ચંદ્રા સર્યુ-મોહિની એકત્ર થયા અરસ્પરસ વાતચીત થતી મોહીનીના મોહક ચક્ષુ ને મીઠા શબ્દો સર્યુકાન્તને હૃદય ભેદક બનવા માડ્યા તેની મીઠી વાતોમા તેને રસ પડવા લાગ્યો, જેથી મુળ-ચંદ્રાની વાતમા ધ્યાન પણ દેવુ

ગમતુ નહિ મુળસિહ મોહીનીની જાણ્યુ માટે તેના ગજ્યના કુટુબના તેમના કઇ કઇ પ્રશ્નો પૂછવા લાગ્યો પ્રત્યુત્તર પણ છટાથી અપાતા પ્રશ્નના ઉત્તરથી મોહિનીની કેટલીક શકાનુ સમાધાન થતુ ગયુ મોહિનીને સર્યુકાન્તની કેટલીક રીતે સભાળ રાખવાનુ કામ સોપવામા આવ્યુ અહી પ્રશ્ન થશે કે રાજકુટુમ્બમા લજ્જા નહિ હોય ? ના, આ સ્થળે તેમ ન હતુ મોહિની એક કુળસિહનો બીજો ભાઇ હતી રાજપુત્ર સમાન તેને સર્વ હક્ક હતા, ને તે હક્કનો તે દુરુપયોગ ન કરતી, પણ મળેલી સ્વતત્રતાનો સદુપયોગ કરી સમાજને આદર્શ બતાવો આ પરથી એમ ન સમજવુ કે આ છુટ સર્વત્ર હોઈ શકે, સદ્પાત્ર સિવાય આવી છુટ અન્યને મળતા વિપરિત પરીણામ આવે છે

મધ્યાહ્ને જમણ બાદ સર્યુ આરામ માટે મહેલના એક ખડમા પલગ ઉપર પડ્યા હતો મોહીની ત્યા ગઇ, પાણી વગેરે આપ્યુ અને સામા આસન પર પોતે સ્થાન લીધુ પ્રેમી યુગલને પ્રથમ એકાત મળી બને એકમેકથી રૂપ, ગુણમા ચઢે તેવા હતા બનેનુ વય સમાન હતુ દુશ્મન પણ જો તેમને બે ઘડી એકી ટસે જોઇ રહે તો, આશિષ વર્ષાવે પાચ મિનિટ અબોલા રહ્યા બનેને શરમના શેરડા પડ્યો રોમાચ ખડા થયા આખરે સર્યુકાન્તે પુછ્યુ, કેમ મોહીની ! ભ્રાત તરફથી સુખ-શાન્તિ તો છે ના ' કે ભાભીની શિખામણો—

ભાભી જગ ડાહ્યા લાગે છે તેમણે તાત્પર્ય કાઢવા માડ્યુ મોહીનીએ લજવાતા ધીમે કહ્યુ ના, ભાભી મારા માતા સમાન છે, મારા ભભી તે દુનિયામા ભાભીમા એકજ છે ભાઇ તે ભાઇજ

છે પ્રભુ ? તે બંનેને સુખરૂપ રાખો જો એવાજ શબ્દ પ્રથમથી શરૂ કરવા હોય તો હું આ ચાલી,

સર્યુ—ના ના, એ તો હું તમારી પરિક્ષા કરતો હતો વારૂ ? તમને ભાભી તે ભાભી, ભાઇ તે ભાઇ મળ્યા માતાપિતની તો વાત શુ કરવી ? પણ હજી કોઇ નવીન સગાઇ તમને યાદ નથી આવતી ?

મોહીની—વળી એવી શુ સગાઇ ?

સર્યુ—જ્યમ પ્રથમ તેને બન્નેને શબ્દ વાપર્યો ત્યમ ને તે સગાઇ

મોહીની—મને કઇ સમજ પડતી નથી.

સર્યુ—શુ અજાણ્યા છો નવિન સગાઇ—પુખ્ત ઉમરના થયા પછી જે જગપણ સગુ ન હોય તે નજદીકનુ તો શુ પણ હૃદયનુ સગુ થઇ જાય છે તે **પતિ**

મોહીનીએ કાઇ પ્રત્યુતર વાળ્યો નહિ, પુન સર્યુએ કહ્યુ શુ ન સમજ્યા પતિ—સ્ત્રીનો સાભગ્ય, તેનો પાલક, જીવન નૌકાનો તારક

મોહીની મદતાથી બોલી—તેનુ શુ ' મને તમો પતિ સબધી શુ વાત કહેવા માગો છો તે કામ મારા ભાઇ, ભાભીનુ છે, ને કાઇ મારે તેમા તમારે શુ ' બીજુ કઇ કહેવુ છે ?

સર્યુ—શુ એમ કેમ ? તમે અજાણ્યા છો ? માનો કે મારાજ હાથમા તમારા લગ્ન સબધ કરવાનું કાર્ય આવી પડે તો પછી તમારી સલાહ મને જોઇએ કે નહિ ?

મોહીની—શુ મારા ભાઇ, ભાભી એ કામ તે પોતે કરતા થાકી ગયા કે તમને સોપશે તે કદાચ તમને સોપે તો શુ તમે મને પુછવા બધાયલા નથી ?

સર્યુ—તે કામ ભાઇ, ભાભીથી બની શકે તેવુ ન હોય તો ? તેમને કરવાનુ કરી, આગળનુ કામ મારે કરવાનુ હોય તો પછી તેમા બીજા કોઇનુ ચાલે। વળી તમારી સલાહની ખાતર તો તેમને પુછુ છુ

મોહીના—વારૂ પુછો શુ સલાહ જોઇએ ?

સર્યુ—માનો કે મારે તમારા પતિની પસંદગી કરવી છે પછી શુ શુ બાબત મારે તપાસવી પડે ને તમો ઇચ્છો તેવુ પાત્ર ન મળ્યુ તો '

મોહીની—એ બધુ ભાઇને જોવાનુ ને તે તો તમો કહો છો ને કે ભાઇએ કરી દીધુ પછી તેવુ પાત્ર ન મળે તો તેવુ ભાઈ શોધે નહીજ ને ' આગળનુ તમારૂ કાર્ય તમે કરો.

સર્યુ—માનો કે ભાઇએ પતિ શોધ્યો, તેમની પસંદગી થઇ સર્વને પુછાઇ ગયુ હવે રહી તમારી સલાહ તમો એમજ માનો ને આમ કહેતા અચકાયો-શરમાયો,

મોહીની—કેમ અચકાયા ' હુ જાણું, તમોને કહેતા અડચણ પડે તો

સર્યુ—ના, કાઇ નહિ જુઓને કવચિત તમારા ભાઇએ—

મોહીની—કેમ, એમ બોલ્યા ? મારા ભાઇએ એટલે શુ તમારા નહી ?

ના મારા નહિ પણ તમારા ભાઇએ, મને પસદ કરી તમારૂ

પતિ તરીકેનુ કાર્ય પુરૂ પાડવાનુ ઈશ્વરે-ભાગ્ય દેવીએ સર્જ્યુ હોય તો તમો શુ સલાહ આપો ? મોહીનીના શરીરના રોમાંચ ખડા થયા જો કે આ હકીકતથી કેવળ અણજાણ ન હતી, છતા પોતાનાજ થનાર પતિના મુખે આ વાત સાભળી તેની આખમાથી આનંદાશ્રુના બે ટીપા ખર્યાં કેટલીક વાર સ્તબ્ધ રહી, પછી બોલી—(લજવાતા) શુ આપ માગ પતિદેવ ! શી સલાહ જોઇએ ! મારૂ સર્વ જીવન સુખ તમારા હસ્તે ? તમો તે સભાળી શકશો ? તમારૂ સુખ હુ સભાળી શકીશ ? અરે પતિ, પત્નીના ધર્મો અરસપરસ સચવાઇ રહેવા કોણ શાક્ષી હોઇ શકે ? તલવારની ધાર પર ચાલવુ ને પતિ, પત્ની ધર્મ પાળવો સમાન છે

"કેટલાક સમયથી યોગ્ય વય થતા જે કટક ખુચતો હતો, તે આજે નીકળે છે સસુર ઉતાવળ કા કરે છે ? 'પ્રેમ કાટો પ્રેમ કાટાથીજ નીકળે છે"

કુમાર ! આપને કોઈ કટક ખુચતો હતો
સર્યુએ રૂનાળમા ઉત્તર વાળ્યો, જરા નહિ

મને તો આપને મારા બાગમા જોયા, દર્શન કર્યા, સખીઓએ ઓળખ આપી, ત્યારથી દીલ ડગ્યુ નજરથી અળગા થતા બેચેની થઇ મનમા સહજ એમ પણ થયુ ઠીક દૂર થયા વળી પતિ ન થયેલા સિવાય, પરને માટે આવા વિચાર મારા હોઇ કેમ શકે ? હુ કૌમાર્યવ્રત ભુલી, પણ ઇશ્વરે લાજ રાખી મોહીનીએ કહ્યુ

સર્યુ—વારૂ પ્રિયે ! મને આપે પતિ તરીકે આજથી સ્વીકાર્યોને, કે હજી પરિક્ષા બાકી છે ?

મોહીની—બાકી છે 'અગ્નિ દેવ સમક્ષ પ્રતિજ્ઞાઓ બાકી છે'"

સર્યુ—તે સમય ક્યારે આવશે ? મન ન રોકાય

મો—હે મન ન રોકાય ? તો પછી શું કરવાના ? કાલ કોઇ સ્વર્ગની સુંદરી નજરે પડી પછી જવાનું ત્યાં મનને ? જે મનુષ્ય, ખાસ કરી ક્ષત્રિયપુત્ર, બ્રહ્મપુત્ર મનોનિગ્રહ નથી કરતો, તે પોતાનો ધર્મ ભૂલી ભવજાળમાં અથડાય છે, હમો સ્ત્રીઓનું શું ? તે મનોનિગ્રહ નથી સમજતી ?

સ—એમ કેમ સમજે છે અરે ! પુરૂષો કરતા અધિક મનોનિગ્રહ સાચવે છે, કેટલીક સાચવી શકતી નથી, અને પોતાને તથા અન્યને ડુબાવે છે તો પણ સ્ત્રીના નિગ્રહને ડુબાવવાને પુરૂષને માથે વિશેષ દોષ આવે છે.

મો—કેટલીક વખતે પુરૂષની અડગતા સ્ત્રીઓ પણ ડગાવી શકે છે

સ—હા તેમ બને છે ને તે દયાથી

મો—તો તમો કોઇ પ્રસંગે દયાળુ બન્યા ત્યારે ?

સ—જવાદે એવી ગાંડી વાતો, એવું કાંઇ બનતું નથી. તું સમાન જેને દ્વિતીયાગ હોય, તે અન્ય રસ્તે કેમ દોરવાય ! હવે વધુ વાતો ન લંબાવતા પ્રથમ પ્રેમનો મધુરો મેલાપ ને સુમનમાળ હોઇ શકે આમ કહેતાની સાથે મોહીનીનો અધર ચુમ્યો હૃદયની, દીલની એકતા આજથી થઇ ચુકી "ઇશ્વર તેને અચલ રાખો અન્યોન્ય મનુષ્ય શરીર આ જીવને જોડાઇ ગયા "

સર્યુએ પુછ્યું વ્હાલી ! તે મને પતિ તરીકે સ્વીકાર્યો પણ હું રખડેલ હોઉં પિતાએ મને દેશવટો દીધો હોય તો પછી તું શું કરે !

**મોહીની**—હું શું કરૂં ? ક્ષત્રિયાણીને તેની સમજ જન્મથી હોય છે તે એક પતિ સિવાય અન્યને નયન આગળ પણ કરતી નથી ભલે પછી તમો દેશવટો પામેલ હો કે અન્ય ? ભાઇએ શોધ્યુ તે મારે શિરોવધ છે નહિ તો ભાઇ આટલી છુટ શાની આપે તેમણે મને પ્રથમથીજ સુચના કરી હતી.

**સર્યુ**—વાહ પ્રિયે ! આજ સર્યું પોતાના જન્મને ધન્ય માને છે !

સાથે હું પણ તેમ માનુ છુ મોહીની એ કહ્યુ

વાહ રાજન્ ! આપે મારા બાગની અંદર કાલે સખી સાથે કહ્યુ હતુ કે ક્ષત્રિય પુત્ર બદલો આપ્યા વિના રહેતો નથી તો તે શું બદલો ! આપો અત્યારેજ જોઇએ

**સર્યુ**—એમ કેમ ! અપાઇ ગયો મારૂં સર્વસ્વ અપાયું તે ઓછુ છે ! હું પ્રથમથીજ જાણતો હતો મુળસિંહ કહાવેલ માગું માગ માતુશ્રીએ મને પણ સંમતિ મંગતા તે જણાવ્યુ હતુ ને મને ખરૂં મોજ હતો

**મો**—એમ કે ! ત્યો હજી શુ વિચુ છે તમને શુ ભરૂસો હતો ! ચલો હુંજ ના પાડુ છુ પછી ?

**સ**—પછી શુ ! ક્ષત્રિયાણી એક ક્ષત્રિયની પાસે ચુમાવેલ હોઇ અન્યને ન દે

**મો**—વાહ ખુબ કરીને ! તેથી એટલા વ્યાકુળ બન્યા હતા માનો કે ભાઇ તમારાથી વિરૂદ્ધ થયા ને તમને પરણાવવા ના પાડે તો ?

સ—એ તો તું સમજે અન્યને વરવા શું તૈયાર છે!

મો—હું તો રાજી નજ હોઉં છતા બલાત્કાર કરે તો હું ગરીબ ગાય જેવી બાલિકાનું શું ગજું? અમારે તો માનવું પડે કે કે પછી દેહ આપવો પડે!

સ—એમજ કે? એવામાં બ્હી જવું? ન માને તેનો ત્યાગ કરવો મારી સોડમાં આવવું, એટલે તેમને પણ નિર્ભય બાહુ બતાવવાનો સમય મળે, જેમ કાળાનાગને બતાવાય છે તેમ

મો—શું હું તમારી સાહ્ય માગું ત્યારે આવો? વાહ! પોતાની વસ્તુ સાચવવી-મેળવવી તેમા સાહ્ય કે, પોતે ધર્મ સમજી કરવું! તમારૂં રાજ્ય પચાવી પાડનારને શિક્ષા કરવા મદદ માગે દોડો છો? તો પછી તમારા રાજ્યની પણ અધીષ્ઠાત્રી-રાજ્ય રાણીને અન્યને સોંપી દેનારને હઠાવવા માટે યાચનાની જરૂર?

સર્યુ—અરે આતો મૃગજળ સમાન વાતો પર આ ય઼ મુળ- સિંહ હવે તેમ કરે ખરો કે!

મો—હા કયાં વીત્યું છે! હજી હસ્ત હસ્તમાં નથી દેવાયો ત્યાં લગી તેમજ કાલ ઉઠીને કોઇ તેને ભભેરનાર મનુષ્ય મળે અરે! રાજ્યના ઉપર તરાપ મારી તે વખતે પુરી જાય તેમાં વાર ન લાગે હરિ! હરિ! આજ તો પતિ મેળવતા ભાઇનો વિયોગ કર્યો વિયોગ તો નહી, પણ કોઇ વખતે ન ઉદ્ભવેલા વિચારો

સ—સમયનું કાર્ય સમય કરે છે વખત આવે જોઇ લેવાય છે. પડશે તેવા દેવાશે એ તો સત્ય છે કે પોતાની પ્રિય વસ્તુ મેળવતા પ્રથમ જેના પર અઢળક પ્યાર દર્શાવતા હોઇએ તેમાં કમી થાય છે ને પતિ મળતા માતપિતાનો સ્નેહપુત્રીઓ ઓછો કરે

કરે છે તે પ્રમાણે આજથી તમારામાં ભાઇ, ભાભી માટે કમી થવા મંડી. ન કરે નારાયણ ને આજના શુભ મુહુર્તમાં ઉપજેલા વિચારો અમલમાં ન મુકાય પછી તો જે વસ્તુ મેળવવા કાઇ પ્રયત્ન નથી કરવો પડ્યો તેને માટે મહા પ્રયત્નો આદરવા પડે. સત્ય છે જે વસ્તુ **વિના મહેનતે મળે છે તેની કાઇ કિંમત હોતી નથી.**

મોહિની—ત્યારે તો તમને હું વિના મુલે મળી ! મારી કિંમત કાઇજ નહિ ને ?

સૂર્ય—એમ કેમ કહેવાય આતો સામાન્ય નિયમ કહ્યો ? તારે માટે પણ પ્રયત્નો કરવા પડે તો તે અમારે મન રમત છે અને એમાં તારી કિંમત તો વખત જતાં વધે છે.

પ્રિય ! હવે તો વિષય બદલવો જોઇએ વારૂ, તને કાંઇ કહેવાનું મન થઈ આવ્યું, હવે અલ્પ સમયમાં મારે પિતાને મળવા કુન્દનપુરી જવાની જરૂર પડશે ચાર પાંચ દિન અહીં સાથે રહીશું, પછી તો વખતથી જોઇએ અલ્પ સમયમાં સાથે રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થશે

મોહીની—અરે ! પ્રથમ જવાની વાત એ કેમ બને ! તે તો વાણીથી ન કહેવાય આ આનંદ શું ઓછો છે ! આમ મેળા મળીશું ન ઉમંગ બાળી કરીશું એમાંજ જીવનનું સાફલ્ય છે, એજ પતિ-પત્નીનો ખરો આનંદ

આમ વાતચીત કરતા હતા ત્યાં એકાએક મુશ્કિલ આવવાથી ભંગાણ પડ્યું

# પ્રકરણ ૧૧ મું.

## મોહિની ગુમ.

સોનગઢથી નીકળ્યા પછી જુલમ બહારવટાના જંગલ તરફ રવાના થયા, મનમાં મહારાજા તથા મનગમતી સુંદરી પરણવાના હર્ષમાં ફુલાઇ ગયો. ચાલતા ચાલતા શેખચલ્લીના જેવા વિચારોમા એક સીધો માર્ગ ભુલી એક અવળે માર્ગે ચઢ્યો, મધ્યાહ્નકાળ હતો. કાળો પોતાના સૈનિકો સાથે એક ગુફામાં મસલત કરી રહ્યો હતો તેવામાં જુલમના આવવાના સમાચાર મળ્યા કાળો તથા તેના સૈનિકો જયજયકાર તથા જીતનો અનુભવ કરતા આનંદમા આવી પોકારો કરી રહ્યા, જુલમ કાળાને ભેટ્યો ને સોનગઢના સમાચાર પુછ્યા જુલમ કપટી, અચકાતો નિરાશ વદને સોનગઢના બાળયુવરાજ મુળસિંહની સાથે બનેલા બનાવનો તથા વિવાદનો ચિતાર આપવા લાગ્યો સાંભળતા કાળાની આંખો લાલપીળી થઇ ગઇ બરાડા મારવા લાગ્યો, ને હાથ પગ પછાડવા લાગ્યો, જુલમને ધુતકારી કાઢ્યો બીજા સૈનિકો કરગરવા મંડ્યા, પણ જુલમ એમ કંઇ હઠી જાય તેમ ન હતો. તેણે મીઠા મીઠા વચન વાપરી ખુશામતખોરોની ખુશામત-મસકો લગાવવો શરૂ કર્યો મહારાજા! એમ તે કંઇ નિરાશ થવાય! તે નિભ્ભેડાના શા ભાર છે? તેને એક પલકમાં રગદોળી નાખીશું અરે તેમ મોઇ નહિ કરવું પડે, જરા ભય ને કપટ મમે વગાડ્યું કે કાગે

આવી જશે વળી આપને રાજ્ય સાથે રાજ્ય રાણી પણ મેળવી આપીશું', કૃપાધીશ ! કુળની એક બ્હેન છે ને તે કુવારી છે તેના લગ્ન આપની સાથે ઠગની દઇશુ. જો નહિ માને તો બળાત્કાર તો છેજ ના !

કાળો—અરે ! તે કામ તો પ્રથમજ કરવુ જોઇએ, પ્રથમ તેના રાજ્યના એક બીજા સરદાર મારફત તેની વાત સાભળી છે, તેના જેવી રૂપવતી આટલામા કોઇજ નથી વળી વિશેષ સાભળ્યુ છે કે તેના વિવાહ મારા દુષ્ટ દુશ્મન મલ્લરાજના છોકરા સર્યુડા જોડેજ થયો સાભળ્યા છે હાય 'રાજ્ય પણ જાય ને રાણી પણ જાય,' જોઉ છુ, તે કેવો તેને વરે છે, તેને મળવતા પહેલા તે બન્ને બાપ, દીકરાને યમસદન મોકલી આપુ છુ સુબદા ! તમે તમારી લુટનુ કામ ચલાવો, ને મલ્લરાજને તથા રૈયતને ત્રાસ ત્રાસ પોકરાવો. જુલમ ! આપણે ચાર પાચ સરદાર સાથે ચાલો સોનગઢ તરફ, ને ધાર્યુ કાય સફળ કરીએ, પણ ત્યા જઇ શુ ઉપાય યોજીશુ ?

જુલમ—ઉપાય ? ઓહો ! એક કરતા એકવીસ સાધુવેશે સોનગઢ જઇશુ ને નગર બહાર માતાજીના મદિર આગળ અખાડો જમાવીશુ તેજ મદિરમા કેટલીક વખત રાજ કુટુમ્બની સ્ત્રીઓ, દેવીના દર્શન કરવા આવે છે, તે વખતે મોહિની સખી સાથે આવે કે તરત તેને ઉપાડી પસાર થવુ ને તે કામ હુજ કરીશ આપ મારી રક્ષાનુ કામ કરશો.

કાળો—વાહ જુલમ ! ઠીક ઉપાય શોધ્યો તને હુ મારા બાપ કરતા વધુ ચાહુ છુ તુ મારા માટે એટલુ તો કરે છે કે તેનો બદલો

કેમે વાળી શકાય તેમ નથી  પરતુ  આપણે કુન્દનપુરીનું રાજ્ય પડાવ્યું કે તરતજ તને મારો પ્રધાન બનાવીશ

જુલમ મનમા કહેવા લાગ્યો કાળા ! દુષ્કર્મના કરનાર કાળા ! એમ ન માનતો કે આ જુલમ તારેજ માટે સર્વ કરે છે. તારા ભાઇનો પરાજય થયો, કે તારા ઉપર આ જુલમની ચાપ ફરવાની, અને તને મહા પ્રયત્ને અપાવેલી જીતોની લાં'ણુ આ જુલમને ભોગવાની. ભાઇનો દુશ્મન બની ભાઇના કુટુમ્બનો ઘાટ ઘડવા તૈયાર થયો, ને તેમા તુ ફાવ્યો કે તરતજ તારા પણ પાસા અવળા ફરવાના હુ જે કરૂ છુ તે તારા માટે નહિ પણ મારા માટેજ છે કેમકે આ સૌને સૌની પડી છે "સર્વ સ્વાર્થ સાધે છે"

સાધુ એટલે ભગવા કપડા ધારણ કરી, હૃદયના મેલા પણ ઉપરથી પવિત્ર જણાવનારા બની કાળો, જુલમ તથા બે ત્રણ સરદારો તરફ રવાના થયો સોનગઢ બે દિવસમા આવી પહોંચ્યો ઠરાવેલ સ્થળે આવી ત્યા વાસ કર્યો અવાર નવાર એકેક જણ ગામમા જઇ સર્વ ચર્ચા જોઇ આવતા ને રાત્રી પડતા જોયેલા દશ્યો તથા સાંભળેલી વાતો એકમેકને કરતા.

×          ×          ×          ×

આ તરફ મૂળસિંહને ત્યા સર્યુકાન્ત મેહેમાન તરીકે આનદથીમા રાજકુટુમ્બ ડુબી ગયુ છે મૂળના મગજમાથી કાળના સરદારના આવવાથી બનેલી બીના ભુલી જવાઇ છે. ને તે તરફ અત્યારે અણજાણ રહેવાયુ છે પણ તેનુ શુ પરિણામ આવશે, તે તરફ મૂળસિંહે ધ્યાન દેવુ હતુ બે ચાર દિન વિતતા મુળે જુલમના આવવા વિષેની સર્વ હકીકતથી સર્યુને વાકેફ કર્યો સર્યુને અત્યત ક્રોધ ઉત્પન્ન થયો

મૂળને સાવચેત રહેવાને શિખામણુ આપી પોતાને હવે પિતા પાસે જલ્દીજ જોઇએ એમ ધારી મૂળ પાસે રજા માગી તથા વચન લીધુ કે ગમે તેવા સંકટ આવે પણ તમારે મારા પિતાના વિશ્વાસઘાતી ન બનતા, લાલચોને વશ ન બની કાળાનાગને શરણુ ન બનવુ વળી જણાવ્યુ ને આસપાસના સર્વ નરપતિ અમારાજ પક્ષમા છે કાળો એક જુલમી જુલમગાર છે પોતાના બાહુઓનુજ રૂધીર પીનાર રાક્ષસ છે અરે ! પોતાના સ્વાર્થ ખાતર બિચારી પ્રજાને નાહક રંજાડી, તેમને અશાંતિમા લાવી મૂક્યા છે આમ સર્યુએ મૂળને કેટલીક બીનાથી વાકેફ કર્યો કુન્દનપુરી—સોનગઢની સલાહ થઇ અને સંકટ સમયે સહાય કરવાના વચનો અપાઇ-લેવાઇ ચુક્યા એક તો મિત્ર ને વિશેષ નિકટનો સંબંધ

મૂળે સર્યુકાન્તને જવાની રજા આપી ત્યાથી નીકળી પોતાના ઉતારા તરફ ગયો સર્વ સામાન તૈયાર કર્યા ત્યારબાદ પોતાની પ્રિયતમા ને ભવિષ્યની રાણી મોહિનીને મળવા તથા રજા માગવા દાસીને મોહીનીપાસે મોકલી દાસી મોહીનીને તેડી આવી મોહીનીએ આવતા વારજ સર્યુને તૈયારી કરતો જોયો ને પ્રશ્ન કર્યો પ્રાણેશ ! આ શુ કરો છો ? ક્યા પધારો છો ?

સર્યુ—હૃદય ! તને ખેદ થશે પણ લાચાર છુ પરિસ્થિતિ એવી છે કે ઝાઝો સમય હુ રોકાઇ શકુ તેમ નથી પિતાને ચિંતા થાય, વિશેષ અત્યારે એશઆરામ તજી જાગૃત રહેવાનુ છે કેમકે હાલમા સંગ્રહ કરેલુ આગળ કામ આવે જ્યારે ચોપાસ સળગતુ હોય ત્યારે તેની દરકાર ન રાખતા મઝા ઉડાવીએ તો જે પાસે આવી લાગે તેની આગ લાગતા બારે જોખમ ખમવુ પડે, તે કરતા અત્યારથી જાગૃત

ની શાંતિ મેળવી હોય તો પછી નિરાત મળે એટલે " જુવાનીમા વેઠેલુ દુ ખ ઘડપણ સુખ નિવડે "

મોહિની—હા, હા એ બધુ જાણ્યુ પણ એમ કઈ જવાય!

સર્યુ—તને કાળાનાગની ખબર તો છે, કે અજાણી છે?

મોહિનીએ કહ્યુ હુ સર્વ જાણુ છુ આપ હાને પધારજો હુ સુખે રજા આપીશ પરતુ પિતાને કહી લગ્નથી વહેલા જોવાશો એજ દિનકિફરીની યાચના! હુ પણ ભાભીની માર્ફત ભાઈને યાદ નેવડાવીશ છતા કઈ કટક નડે તો શુરા બની આ શરણાગતની લાજ જતી અટકાવવી એ આપનુ-માગ શિરછત્રનુ કામ છે વધુ આપને શુ?

સર્યુ—એમ કેમ? આજે શુ વાપો છે?

મોહિની—' પ્રિય વસ્તુનો આનદ જે વધુ મળ્યો તે ખરો " વિશેષ કાલે કુળદેવીની પૂજા અર્થે હુ સખી સાથે જવાની છુ તે પૂજામા દર્શન એ આપનો વધુ આનદ!' આમ પ્રેમીયુગલ આનદ તથા કઇક ખેદની અરસપરસ વાર્તાલાપ કરી રાત્રી વીતી, પ્રાત થતા મોહિની સોળ શણગાર સજી સખી સાથે પૂજાર્થે તૈયાર થઇ સર્વ બાલિકાઓજ હતી મોહિની અત્યારે સ્વર્ગની દિવ્યાગનાજ હતી જાણે ઇદ્ર પુત્રિ ન હોય! સામી મેડીની બારીમાથી તૈયાર થતા સર્યુની નજર એકાએક મોહિનીપર પડી આખ અજાઇ ગઇ મોહિનીનુ ચિત્ત ચવ્યુ " એક તરફ શણગારેલી મોહિની સુદર મુગ્ધા, ને બીજી તરફ છુટો પડતો પરદેશ જતો યુવક " મોહિની સખી પાસેથી કઇક બહાનુ કાઢી સર્યુ પાસે ગઇ, ' સુદર હસ્તલતા પ્રિયકર સર્યુના ગળામા વિટાઈ સર્યુએ એકાએક હાથમા ઝીલી લીધી, એકમેકના હોઠ અડક્યા, ચુમ્યા! પ્રેમીઓનો અગાધ પ્રેમ ઝરો છલકાઇ ગયો સ્નેહાશ્રુ બનેની આખમાથી ઝર્યા

મોહિની નીચે જઇ સખીઓ સાથે દેવીમંદિર તરફ રવાના થઇ દેખાવ એવો તો સુંદર થઇ રહ્યો હતો કે મુળ તથા ચંદ્રા પણ સામેથી ઉભા ઉભા જોઇ રહ્યા, ને કોઇ દિવસ મોહિનીને સુંદર ન જોઇતી એવી સુંદર જોઇ નગરવાસી પણ પોતાની આંખોને ધન્ય માનવા લાગ્યા

સર્યુકાન્ત તૈયાર થઈ મુળ ચંદ્રાને પ્રણામ કરી રજા માગી અશ્વ ઉપર સ્વાર થઈ નીકળ્યો ધીમો જે રસ્તે મોહિની ગઇ હતી તેજ રસ્તે પડયો લોકોએ તેને દીઠો ને મનમાં કલ્પના કરવા લાગ્યા કે આજ મોહિનીના પતિ અને જો ન હોય તો તેજ થાય તો કેવું સારૂં ! ! સર્યુને આ રસ્તે જવાનું કારણ એ હતું કે, તેને ખાનગીમાં કંઇ સમાચાર મળ્યા હતા કે કાળાના માણસો સોનગઢમં આવ્યા છે ને મુળને કનડવાને માર્ગ શોધે છે તો જતા જતા મોહિનીને કાંઇ આંચ ન આવે ને આવે તો બચાવી લેવાય, તે ઇચ્છાથી તે તેની પાછળ ગયો વળી છેવટે પણ એક વખત પ્રેમી-પ્રેમી મળીએ એ આશા પણ છોડી શકયો ન હતો

આજરોજ સવારમાં મોહિની સખીઓ સાથે દર્શન કરવા આવવાની છે એવી ખબર કાળાનાગને મળી હતી સર્યુના સમાચાર પણ મળ્યા હતા કાળોનાગ તથા તેના સાથીઓ તૈયારીમાજ હતા કે મોહિની પુજા માટે આવે કે તરત સખીઓને ભય બતાવી તેને ઉપાડવી ને તે રાહ જોઇ બેસી રહ્યા હતા

થોડી વારમાજ સખીઓની વાતાઓનો ગબડાટ તથા ઝાંઝરનો ઝઝણાટ કાળા તથા તેમના સાથીઓના સાંભળવામાં આવ્યો સરદારો આજુબાજુ છુપાયા અને કાળો તથા જુલમ મંદિરના ખુણામાં છુપાયા

મોહિનીનુ આખુ અંગ એકાએક ભયથી કમ્પવા લાગ્યુ તેના દિલને બેચેની લાગવા માડી, આખે ચક્કર આવવા લાગ્યા, અને કોઇ વખત ગ્લાનિ થઇ આ આવી હકીકત તેણે પોતાની પ્રિય સખીને કહી સખીએ કટાક્ષ માર્યું કે વ્હાલાનો વિયોગ સાલે છે બીજુ કાંઇ નથી મોહિનીને માઠુ લાગ્યુ અકળાઇ જ્યા ત્યા મંદિર પાસે આવ્યા આ વેળા તેને ગોઠતુ ન હતુ મન કોણ જાણે ક્યા હતુ માત્ર શરીરજ હતુ, ને તે પણ ભાન વિનાનુ''

સર્વ સખી બહાર ઉભી અને એક બીજાને બનાવવા લાગી નિયમ પ્રમાણે મોહિની પ્રથમ એક સખી સાથે મંદિરમા દાખલ થઇ સખીએ પુછ્યુ કેમ મોહિની બા ! માજી પાસે શુ વરદાન માગશો ? એજ મનગમતો પતિ માગશો ! આમ સખી બોલે છે તેટલામા તો જુનમે સંકેત પ્રમાણે સીટી મારી કે બહારના સૈનિકોએ સખીઓને ભગાડી બિચારી નાની બાળાઓ ભયની મારી નાસી ગઇ જુલમે મોહીનીને ઉપાડી નાસવા માડ્યુ કાળાએ માહેની સખીને ભય બતાવી દાબી દીધી જુલમ કાળો તથા સૈનિકો નાઠા

મોહિનીએ બુમ મારવા માડી એ દેવી, ઓ પ્રિય સર્યુકાન્ત ! ભાઇ ! ભાભી ! આ લુચ્ચા મને ઉપાડી ચાલ્યા ! ધાઓ ! ધાઓ પાછળ આવતા સર્યુકાન્તે મોહિનીની બુમો સાભળી ઘોડો દોડાવ્યો મારી મુકયો કુન્દનપુરી જવાને બદલે કાળાનાગના જંગલનો રસ્તો પકડયો ને આગળ જુનમ, કાળો ને પાછળ સર્યુકાન્ત " મનુષ્ય ધારે છે શુ ને ઇશ કરે છે શુ "

# ( ખંડ બીજો )

# પ્રકરણ ૧ લુ.

## કૃષ્ણા.

જગદીશને ત્યાંથી નિરાશ થએલી કંચન, તેને બનાવવા તથા તેની કિર્તિને કલંક લગાડવાના ઉપાયો શોધવા લાગી વારંવાર પોતાના પિતાની પાસે તેના સંબંધી તિરસ્કારયુક્ત વાતો કહાડતી તથા તે તેના પ્રત્યેની લાગણી કમી કરવા ભલામણો કરતી આ બધુ તેની બેન કૃષ્ણા સાંખી શકતી નહિ તે બિચારી બાળવિધવા અજ્ઞાનતાથી જગદીશ કંચનનો સંબંધ અયોગ્ય ધારતીજ હતી ને તેમાં કંચનની આ પ્રકારની કુટિલતા જોઇ જગદીશ માટે દયાની લાગણી થતી આ પ્રસંગોનો લાભ તે મુગ્ધ વિષયથી બળતી બાળાએ લેવાનો પ્રારંભ હૃદયથી કરવા માંડ્યો જગદીશનું જીવન કોણ જાણે શા પ્રકારનુ સર્જ્યુ હતુ કે જ્યાં ને ત્યાં નવી નવી આફતો શીરે આવી પડતી

કંચને આમ પિતા પાસે તથા અન્ય સંબંધીઓ પાસે જગદીશને હલકો પાડ્યો વિશેષ તેના ભાઇ બણુચંદને ઘણુ સમજાવતી, પણ તે મૂર્ખ ન હતો આમ જાળ પાથર્યા પછી પોતાનો સ્વાર્થ સાધવા ઉપાય શોધવા લાગી આખરે દિવસ જતે જગદીશનો પિતરાઇ હરીપ્રસાદ તેના હૃદયમાં ભરાયો તે જગદીશની મિલકત બથાવી પડનાર ભાગીદારોમાંનો એક હતો શરીરે પુષ્ટ, શામળો, અને હડહ-

હતો કળીકાળ હતો ગરીબોને લુટવામા બાકી ન રાખી પૈસા મેળવ્યા હતા તેનો દુરૂપયોગ થતો દુર્વ્યસનોમાજ નાખુ વપરાતુ હતુ બહારનો ડોળડમાક ઘણોજ હતો તે મોહદીપકમા કચન અ જાઇ અને "ધકધકતા અગ્નિમા કાચુ સોનુ તાપે ચડ્યુ" બન્નેનો મેળાપ થયો લાલચદના પૈસા ધમડાતા હરીપ્રસાદના હાથમા આવ્યા અને અનીતિની વૃદ્ધિ થઇ કેટલાક જમાઇઓના પડાવેલા પૈસાનો વ્યય કુલાગાર કચને સારી રીતે કરવા માડ્યો સાથે સાથે જગદીશને રજાડવા હરીપ્રસાદને ભમાવવા લાગી પરતુ ઇશ કોઇપણ ઓથ રાખે છે, તે મુજબ જગદીશ સર્યુકાન્તનો ખાસ મિત્ર હોવાથી તેને કાઇ આચ આવતી નહિ જગદીશ ને સર્યુ સમોવડીઆ હતા

એક પ્રસગે જગદીશ સાયકાળે ફરીને આવતો હતો, સામે કચન મળી જગદીશે સમાચાર પૂછ્યા કચને લાગ જોઇ વિચાર્યું, કે જગદીશ ઠેકાણે આવ્યો છે ને હવે આપણી બાજી ફાવશે કચન હવે હદ ઓળગી ગઇ હતી કેમકે હરિપ્રસાદ જેવા અમર્યાદિત માણસની સોબતની અસર તેને પણ લાગી હતી

કચનને જગદીશ અરસ્પરસ વાતચીત કરતા બાગ તરફ ગયા કચન કપટથી વાત કરતી હતી ત્યારે જગદીશ શુદ્ધ અતકરણથી ઉત્તર વાળતો કચને અધિરાઇથી પૂછ્યુ કેમ જગદીશ હવે માનશો ને ?

શુ ? આપે ધાર્યું હતુ તે મેળવી શક્યા છો ને તેમા કાઇ કચાશ રાખી નથી જગદીશે કહ્યુ કેમકે જગદીશ સર્વ હકીકતથી વાકેફ હતો.

કંચન—તો શું તમો મને નિરાશ કરશો આટલા વખતના ફળથી ધરાયા નથી ?

જગદીશ—ના, જરા નહિ મને કાંઇ લાગ્યું નથી હું પવિત્ર છું ને રહેવાનો મારે એક છે ને તે એકજ રહેશે આપ તે સિવાય અન્ય કાંઇ ફરમાવો

કંચન—માનવાનો નથી જગદીશ ! હું તને કેટલી ચાહું છું ?

જગદીશ—અરે !

'જેની રીતે મુજને ચહે, તેની રીતે તુજ નાથને,
શાને નથી ચિત્ત ચાહતી, મિથ્યા ઘસે છે હાથને !! '

કંચન—મારા જેવી સુંદર તને અન્ય નહિ મળે તારી પત્નિમાં શું છે ?

જગ૦—મારી પત્ની કદરૂપી હો તે મારે મન સુંદર અપ્સરા છે તારામાં શું છે ?

'દેખાવ તારા અંગનો, ઉપર રૂડો ભીતર કુડો,
દુર્ગંધમય તું દેહમાં, નથી ભર્યો કંઇ રસ રૂડો

કંચન—અરે જા હિચકારા ! તું નહિ તો મને ઘણા મળનાર છે

જગ૦—હું હિચકારો ? ભલે છું તારા પાપી પાસથી બચું તો ભલે છું વાહ !

'યાર વણ્યા જે નારને, કુલટા તે કહેવાય,
પરણેલાને પરહરી, અન્ય સંગ દોરાય. '

કંચન—આવા શાસ્ત્રો ઉકેલી ત્યાગી થવા સંસારને તજી દે.

જગ૦—તારા વિના મને કોણ ઉપદેશ કરે પણ '

શાને તજુ સંસારને સંસારમા શુ દુખ છે ?
નીતિ તજે ના જે ધીરો, તેમાજ સાચુ સુખ છે ''

કંચન—શુ તુ ફદામા નહિ ફસાય કે ?

જગ૦—''નથી પડ્યો કોદિન કામ વાસનામા

નથી મોહ્યો કોદિન મોહ વાસનામા,
તે ન પડશે કોઇદિ નર્કરૂપી ખાડમા,
ભલે તજે દુનિયા કે સર્વ વ્યવહારમા ''

હવે માફ કર મારે વધુ વચનો નથી સાભળવા તુ માગી સાથે બોલવા ઇચ્છતી મા ' તારે ફાવે તે કર છતા મને બોધ દેવા મારૂ બનતુ કરીશ અત્યારે જગદીશ વિષ લાગે છે પણ પછી અમૃત થઇ પડશે આમ કહી જગદીશે ચાલતી પકડી ક્રોધે ધુધવાયલી વિષયી કંચન થોડીવાર નિરાશ થઇ મગજમા તર્ક વિતર્ક ગોઠવવા લાગી, એટલામા હરિપ્રસાદ આવ્યો ને બન્ને ત્યાથી વિદાય થયા

જગદીશ ઘર તરફ જતો હતો, ખાચામા વળ્યો વળતા પ્રથમ લાલચંદ શેઠનુ ઘર આવતુ હતુ ઓટલા ઉપર કૃષ્ણા એકલી બેસી રહી હતી જગદીશને જોયો કે તરત કેટલાક વખતથી મનમા રહેતા વિચારો ખુલ્લા કરવા મન ઉસ્કેરાયુ, ને જગદીશને ઉભો રાખી વાતે વળગાડી તેના ઘર તરફ ચાલી બન્ને તેના ઓરડામા ગયા પ્રથમ પ્રસંગે તેજ ઓરડામા નાની બેનની પધરામણી અને આજે મોટી બેનની હવે માગણી શુ થાય છે તે સમજી શકાય નહિ આગળ ઉપર જોવાશે

બન્ને બેઠા કૃષ્ણાએ પ્રપચથી જાળોનુ વર્ણન કર્યુ, અને પોતે જગદીશ તરફ શુ લાગણી ધરાવે છે તેનુ પણ વચ્ચે વચ્ચે સુચન કરવા લાગી કેમકે " કોઈ માણસને પોતાનો સ્વાર્થ સારવાનો હોય ત્યારે, બીજાના દુર્ગુણો જાહેર કરી પોતે શુ લાગણી ધરાવે તે કહી બતાવેથી બીજા પાસે ધાર્યુ કામ કરાવી લેવા સુગમ પડે છે " આમ વાતમા ને વાતમા જણાવ્યુ કે જગદીશ ' આપને ખબર હશે કે કચન પરણેલી છે ને થોડા સમયમા હવે તેના સાસરે વિદાય થશે એટલે સસાર સુખેથી તેને કઈ ફ્યાશ નથી પરતુ મારૂ

જગદી—હા કૃષ્ણા ' તમારૂ મને ભાન છે તમારૂ સર્વ સુખ નાશ પામ્યુ છે

કૃષ્ણા—એમ કેમ ' મારૂ સુખ નાશ પામ્યુ એટલે શુ આ જન્મમા તે સુખ ભોગનવા ભાગ્યશાળીજ નહિ ?

જગ૦—ના રૂઢીના બધનેથી માનો કે ભાગ્યવશાત્ માનો તમારા પતિના મરણથી તેની પાછળ તમારૂ સર્વસ્વ ગયુ છે, હવે તમારે વૈધવ્ય ધર્મ પાળવાનો છે

કૃષ્ણા—વારૂ હુ પુછીશ, કે મારે વધવ્ય ધર્મ પાળવો એ સાચુ પણ પુરૂષ વિધુર થયા બાદ ચાલીશ, પચાસ વર્ષની વય હોવા છતા લગ્ન કરવા તૈયાર થાય એ કેમ ? કારણ સમજાવશો

જગ૦—ભલે તમારૂ કહેવુ વ્યાજબી છે એક ન્યાયે પુરૂષને અને સ્ત્રી ને સરખાજ નિયમ લાગુ પડી શકે જો પુરૂષો તે પગલા ભરવા ખુશી હોય તો તેને રોકવાની કોઇને જરૂર નથી, છતા મા માનવુ એમ છે કે પુરૂષ કેટલીક વખત વશવૃદ્ધિની ખાતર પ્રજા

ન હોવાને કારણે દ્વિતીય લગ્ન કરે છે, જેથી પ્રગત થયે મનાતુ ગુનાહનુ નર્ક તાગ્નાગ બને તેવુ સ્ત્રીનુ હોઇ શકતુ નથી તે શિવાય પ્રજાની ખ્યાતિ છતા જે વિષયી પુરૂષો દ્વિતીય લગ્ન કરે છે તેવુ જ સ્ત્રીઓનુ માનવુ અને તેમને તેમ કરતા અટકાવ નજ હોય ! !

"વળી વિશેષ હુ આપને સમજ પાડુ જે પુરૂષ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી આખુ જીવન ગાળે છે તે યોગી પૂજનીય છે, તેમ જે સ્ત્રી કૌમાર્યવ્રતથી સર્વ જીવન પવિત્રપણે બ્રહ્મચર્યથી ગાળે છે તે પ્રથમ પંક્તીયે પૂજનીય ગણાય. બીજુ જે પુરૂષ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે વંશ વૃદ્ધિ માટે, એક પત્નિથી ગૃહસ્થાશ્રમના નિયમ પાળી જીવન ગુજારે તે બીજે નબરે માની શકાય તેજ પ્રમાણે સ્ત્રી પતિવ્રત પાળી, એકજ પતિથી જે મળે તે સુખ ભોગવી આનદ માને તે સરખુ છે. ત્રીજુ જે પુરૂષ યા સ્ત્રી વિધવા કે વિધુરપણાને પ્રાપ્ત થતાં એકથી સતોષ માની બાકીનુ જીવન પવિત્રપણે ગુજારે તે વધુ પ્રશંસનીય છે. અને આખરે ન છુટકે જે પુરૂષ કે સ્ત્રી વિધવા કે વિધુર ધર્મ શુદ્ધ રીતે નથી પાળી શકતા અને સ્વખુશીથી પુનર્લગ્ન કરી લે છે તે સારૂ છે. ને તે પુરૂષો જેમ મનસ્વીપણે લગ્ન કરવામાં આવ્યો ખાતા નથી તેમ સ્ત્રીએ કરી લેવુ પરતુ પુરૂષ કે સ્ત્રી લોક લજ્જાથી ડરી વા અન્ય કારણને લઈ પુનર્લગ્ન ન કરતા અધમ કાર્ય કરવા તયાર થાય તેના જેટલા અધમ કોઈજ નથી

માટે હુ તમને એજ સલાહ આપુ કે જો તમારા ઇચ્છા ભોગો

તમે રોકી શકો. તેમ ન હો તો પુનર્લગ્ન કરી ધાર્યા સુખો મેળવો. પરંતુ અન્ય માગણી મારી પાસે કરતા હો, તો તે માટે ક્ષમા, અને કોઈ પણ સ્થળે તેમ ન કરો એવી મારી નમ્ર વિનતી છે માફ કરજો હું ઉતાવળ કરૂં છું મારે પ્રથમ તમને ચેતવવા એ ફરજે ઉતાવળ કરાવી છે આટલાથી કેટલીક શંકાથી દુર થઈ હશે વધુ હું જ્ઞાની નથી

કૃષ્ણા—જગદીશ ! તમને કઈ જીભે ધન્યવાદ આપું ? દુષ્ટ કંચનને કડવા કેમ ન લાગો જો તમારા જેવાજ યુવકો પાકે તો ભૂમિ સ્વર્ગ બને આજથી હું તમને મારા ગુરૂ માનીશ એટલે ભાઈ કહું તેમાં પાપ નથી જગદીશભાઈ ! મને ઉપજેલા વિચારો દુર થયા છે હું વૈધવ્યજ પાળીશ જો મારા ભાગ્યમાં પતિ સુખ હોત તો આમ કેમ બનત ! આ જમાનામાં જીવતા સુધી તાતના ઘરમાં રહી, ઈશ્વર ભજન કરી જીંદગી ગુજારીશ જો કંઈ દુષ્ટ વિચાર આવ્યા હોય, અજ્ઞાની પ્રશ્નો ઉત્પન્ન કર્યાં હોય તો કમજાત કંચનના સંસર્ગે, અને વિશેષ તમારા સગા' પેલા નખ્ખડતા હરિપ્રસાદે અરે ! તેનું નામ લેતા પણ કંપારી છુટે છે. નામ જેવો કોઈ પણ સારો ગુણ તેનામાં નથી તે કાગડાએ મારા ઉકે ઉપર તરાપ મારવામાં પ્રયત્નમાં બાકી રાખી નથી પણ તેમાં ફાવી શક્યો નહિ આખરે કંચન તેના પાસમાં પડી ને તે તેના પાસમાં પડી ને તેના પાસમાં જકડાયો તેણે ઘણા ઉપાયો યોજ્યા મારી ખોટી નાલાસી કરી **હું વિધવા એટલે અત્યાચારી અને તે દુષ્ટ ગૃહસ્થાશ્રમી એટલે પવિત્ર** તેમ ડોળ બતાવ્યો. પરંતુ સર્વનો પ્રભુ છે ભાઈ ! પ્રણામ, આપને પડેલી તસ્દીની માફી માગું છું

# પ્રકરણ ૨ જુ

## મિત્રશોધ

જગદીશના જીવનનો આજ બીજો પ્રસગ એકમા નિષ્ફળ તો બીજામા જીત જગદીશને કાઇક તો જીવન નિમાલ્ય લાગ્યુ સસાર અસાર લાગ્યો પણ વધુ વિચારતા મનુષ્ય જીવનમા આત્માને ખીલવવા, સુસસ્કારી બનવાનો લાભ અલભ્ય છે તેમ ભાન થયુ ને ભાવિ જ્યા ઘસડી જાય ત્યા ઇદ્રિય પર કાબુ મેળવી દુષ્કૃત્યમાથી અટકી સુમાર્ગ તરફ પ્રયાણ કરવા નક્કી કર્યું વાગુ કર્યું. માતા સાથે સુખ દુખની વાતો કરવા માડી

એકાએક રાજદુત પત્ર લઇ જગદીશને ત્યા આવ્યો ઝુમ પાડી માતાએ બહાર જઇ પત્ર લીધો રજા આપી જગદીશ રજવાડામા કર્તા કઇ બનતુ સેવાનુ કાર્ય કરતો નોકર તરીકે જોડાયેલ ન હતો છતા સર્યુકાન્તનો મિત્ર હોવાથી તે પોતાનુ ધાર્યું કાર્ય કરતો, ને તેમા તેનું સારૂ વજન પડતુ તેનમા સબધીઓ તથા બીજા વિધ્નસતોષીઓ દ્વેષથી બળતા, ને તેમા કાર્યમા વિઘ્ન નાખવા તથા તેને જ્યાને ત્યા ઝાખો પાડવા પ્રયત્ન કરતા ને સમય આવે ચુકતા પણ નહિ જેમ વતનમા કોઇપણ માણસ સરસ કાર્ય બતાવે, સેવા ઉઠાવે છતા તેની કદર થતી નથી તેમ તેનુ પણ બન્યુ હતુ દાખલા તરીકે આપણા હાલના સરકારી નેતાઓ અને મહાત્માજી હિદુસ્તાનમા કરી રહ્યા છે તેજ યુરોપ અમેરિકા માટે કરી રહ્યા હોત તો ત્યાની પ્રજા તેમને પેગમ્બર–ઇશ્વરના દુત તરીકે

તમે રોકી શકો. તેમ ન હો તો પુનર્લગ્ન કરી ધાર્યાં સુખો મેળવો પરંતુ અન્ય માગણી મારી પાસે કરતા હો, તો તે માટે ક્ષમા, અને કોઈ પણ સ્થળે તેમ ન કરો એવી મારી નમ્ર વિનતી છે માફ કરજો હું ઉતાવળ કરૂ છુ મારે પ્રથમ તમને ચેતવવા એ કરજે ઉતાવળ કરાવી છે આટલાથી કેટલીક શકાથી દુર થઇ હશે વધુ હુ જ્ઞાની નથી

કૃષ્ણા—જગદીશ ! તમને કઇ જીભે ધન્યવાદ આપુ ? દુષ્ટ કચનને કડવા કેમ ન લાગે જો તમારા જેવાજ યુવકો પાકે તો ભૂમિ સ્વર્ગ બને આજથી હુ તમને મારા ગુરૂ માનીશ એટલે ભાઈ કહુ તેમા પાપ નથી જગદીશભાઇ ! મને ઉપજેલા વિચારો દુર થયા છે હુ વૈધવ્યજ પાળીશ જો મારા ભાગ્યમા પતિ સુખ હોત તો આમ કેમ બનત ! આ જમાનામા જીવતા સુધી તાતના ઘરમા રહી, ઇશ્વર ભજન કરી જીંદગી ગુજારીશ જો કઇ દુષ્ટ વિચાર આવ્યા હોય, અજ્ઞાની પ્રશ્નો ઉત્પન્ન કર્યા હોય તો કમજાત કચનના સસર્ગે, અને વિશેષ તમારા સગા પેલા રખડતા હરિપ્રસાદે અરે ! તેનુ નામ લેતા પણ કપારી છુટે છે. નામ જેવો કોઇ પણ સારો ગુણ તેનામા નથી તે કાગડાએ મારા હક ઉપર તરાપ મારવામા પ્રયત્નમા બાકી ગણી નથી પણ તેમા ફાવી શક્યો નહિ આખરે કંચન તેના પાસમા પડી ને તે તેના પાસમા પડી ને તેના પાસમા જકડાયો તેણે ઘણા ઉપાયો યોજ્યા મારી ખોટી નાલાસી કરી **હુ વિધવા એટલે અત્યાચારી અને તે દુષ્ટ ગૃહસ્થાશ્રમી એટલે પવિત્ર** તેમ ડોળ બતાવ્યો. પરંતુ સર્વનો પ્રભુ છે ત્યો ભાઇ ! પ્રણામ, આપને પડેલી તસ્દીની માફી માગુ છુ

# પ્રકરણ ૨ જું

## મિત્રશોધ

જગદીશના જીવનનો આજ બીજો પ્રસંગ એકમા નિષ્ફળ તો બીજામા જીત જગદીશને કાંઇક તો જીવન નિર્માલ્ય લાગ્યુ સંસાર અસાર લાગ્યો પણ વધુ વિચારતા મનુષ્ય જીવનમા આત્માને ખીલવવા, સુસંસ્કારી બનવાનો લાભ અલભ્ય છે તેમ ભાન થયુ ને ભાવિ જ્યા ઘસડી જાય ત્યા ઇંદ્રિય પર કાબુ મેળવી દુષ્કૃત્યમાથી અટકી સુમાર્ગ તરફ પ્રયાણ કરવા દૃઢ કર્યું વાળુ કર્યું માતા સાથે સુખ દુઃખની વાતો કરવા માડી

એકાએક રાજદુત પત્ર લઇ જગદીશને ત્યા આવ્યો બુમ પાડી માતાએ બહાર જઇ પત્ર લીધો રજા આપી જગદીશ રજવાડામા કંઇ કંઇ બનતુ સેવાનુ કાર્ય કરતો નોકર તરીકે જોડાયેલ ન હતો છતા સર્યુકાન્તનો મિત્ર હોવાથી તે પોતાનુ ધાર્યું કાર્ય કરતો, ને તેમા તેનુ સારૂ વજન પડતુ તેનમા સબધીઓ તથા બીજા વિઘ્નસતોષીઓ દ્વેષથી બળતા, ને તેમા કાર્યમા વિઘ્ન નાખવા તથા તેને જ્યાને ત્યા ઝાખો પાડવા પ્રયત્ન કરતા ને સમય આવે ચુકતા પણ નહિ જેમ વતનમા કોઇપણ માણસ સરસ કાર્ય બતાવે, સેવા ઉઠાવે છતા તેની કદર થતી નથી તેમ તેનુ પણ બન્યુ હતુ દાખલા તરીકે આપણા હાલના સરકારી નેતાઓ અને મહાત્માજી હિંદુસ્તાનમા કરી રહ્યા છે તેજ યુરોપ અમેરિકા માટે કરી ગયા હોત તો ત્યાની પ્રજા તેમને પેગમ્બર-ઈશ્વરના દુત તરીકે

માન આપત" માતાએ પત્ર લાવી જગદીશને વાચવા આપ્યો વાચવો શરૂ કર્યો ભાઇ જગુ '

વિ એકાએક દૈવ આફત નાખી છે સર્યુ સોનગઢ તરફ ગયેલ ત્યાથી નીકળી જવા છતા હજુ આવ્યો નથી ખબર મળી છે કે કાળાની ધર્મ રક્ષણાર્થે તે પુઠ લીધી છે હજી તે બચ્યુ છે ને તેને સમજાવી લાવવો તે તારા સિવાય અન્યની શક્તિ નથી તો કાલે જોઇતી સામગ્રી લઇ વન તરફ રવાના થશો તયાર થઇ મિત ધર્મ સાચવશે રાજસેવા બજાવશે

વિ શુભેચ્છક, રાજના આશિષ

સરતાજ ને કદરમાં રાજ ઉપમાનથી ઓળખાતા પત્ર વાચતા કંઇક ખેદ થયો છતા ધૈર્ય રાખી વિચાર્યું તો તેને ઉમંગ થયો ને જીવનનો પ્રથમ પ્રસંગ બહાર જવાનો તથા સેવાનો સત્યધર્મ બજાવવાનો આજ દિવસ આવ્યો માતા અને પત્નીને સર્વ હકીકત કહી વાકેફ કર્યા તે બન્ને સ્ત્રી સ્વભાવથી વ્યાકુળ થયા એક તો સ્ત્રી અને બીજુ વણિક વણિકમાં કેટલુંક બિકણપણું વિશેષ હોય છે લોકોને ઠગવામા, ગરીબોના ઘર લુટવામા દિવસ રાતે વ્યાજ રૂપી ધાડ પાડવામા બીકના દૂર થાય છે પણ કંઇ જોર મારવાનુ કામ આવે ભડકી જતા વાર લગાડતા નથી પરંતુ અપવાદ તરીકે જગદીશ હતો તેનો સહવાસ રાજકુંવરનો હોવાથી સમાન ક્ષત્રિયનો હતો તે માતાની રજા મેળવી સવારમા જવા તૈયારી કરવા લાગ્યો પત્નીને સમજાવતો કે આપણુ ભાગ્ય અજમાવવાનો સરસ પ્રસંગ છે ગએલી કાર્તીર્તિ પ્રાપ્ત કરવાનો અમૂલ્ય અવસર

છે હુ મઝા કરતો પાછો આવીશ ને કેટલા વખતનો થયેલો મિત્ર-વિયોગ મટાડીશ આપણુ સાધારણ વર્ગ પણ ગજરીતીઓમા ભાગ લેવો એ આપણા અહોભાગ્ય છે, ને તેમાજ ઉન્નતિ છે આમ પનીને સમજાવી નિદ્રાને આધીન થવા તૈયારી કરી પત્ની શ્રમિત હોવાથી ઉધી પણ તેને ઉંઘ આવી નહિ એકાએક આજ રાજમેવા, દેશમેવાના તરંગો ઉઠયા ર ક સેવા પણ સનેજ બની

અહા ! મ્હારો પવિત્ર ભારત દેશ મારી પ્રિય જનેતા ! જગતમા સર્વથી શ્રેષ્ઠ પદ ધારણ કરનારી ભારતી ! રામ કૃષ્ણ ભીષ્મ હનુમાન શકર, રામકૃષ્ણ, વિવેકાનદ, સ્વામી રામતીર્થ જેવા પવિત્ર આત્માઓની જન્મભૂમિ ! આત્મશ્રદ્ધાનેજ પ્રથમ સ્થાને ધારણ કરનારી દિવ્ય ભૂમિ ! તત્વજ્ઞાનની જનની ! ત્હારા ચરણમા—શરણમા ઉદરમા વસનારે આ બાળક તારા ગાન કઇ જીભે ગાઇ શકે ? તારા ઉપર કેટલાકોના આક્રમણો થયા, તેનો ઘા કયારે રૂઝાશે ? તારા રાજપુત્રોમાથી પણ જતા રહ્યા ગૌરવ, દાન, વિરત્વ, ધર્મિષ્ઠપણુ, ને બન્યા કુસપીઓ ! ભાઇ ભાઇઓમા પણ સપ નથી દુષ્ટ કાળા નાગ તને આમ આવડુ કયા સૂઝયુ ? મગલરાજ જેવા ન્યાયશિરોમણી રા ત્હારી હાકથી બ્હી જશે ? અરે ! તારા જેલાજ દીવસો છે આ અવનીમા ! ! જયા ઉદ્યમ છે, આગ્રહ છે, ઉત્સાહ છે, અરે ! રાજ્યના એકએક પુરૂષમા વહે છે આત્મશ્રદ્ધાનું લોહી ૯૧ તારી શુ ગુજાત છે ! આ વણિક પુત્ર પણ માગ રાજ્યને, મારા દેશને તારા જેવા બહારવટીઆના હાથમા આવતા, તારા પ્રપચથી સરદારોના હાથમા આવતા વગર હક ગાદીપતિ થવામાથી હકાવી પોતાની ભૂમિને બચાવશે.

કાલ સવારેજ મિત્રધર્મને સાચવવા, રાજ્યસેવાને બજાવવા, દેશસેવામા આત્મશક્તિ ઉભરાવવા નીકળી પડવુ, માત્ર એજ સૈનિકની સાથે જરૂર છે પ્રયત્ન હશે, તો એજ દિવસમા સર્યુકાન્તનો પત્તો મેળવુ છુ ને ધારેલી મુરાદ બર લાવી પિતાશ્રીને મળુ છુ આમ વિચારમા ને વિચારમા નિદ્રાધીન બન્યો. રાત્રી સુસવાટાબંધ પસાર થઇ પ્રાત થતા સ્નાન વગેરે નિત્યકર્મથી પરવારી માતાની આશિષ મેળવી રાજભુવન તરફ વિદાય થયો

આ તરફ સર્યુકાન્ત સોનગઢથી નીકળી ગયેલ છે, તેવા સમાચાર મલ્લરાજને મળ્યા બે ત્રણ દિવસ વિત્યા ત્યા સુધી સર્યુનો પત્તો નહિ જેથી રાજકુટુંબમા ચિંતા ફેલાઈ મલ્લરાજ ગભરાયો ને તેના ખેદનો પાર ન રહ્યા કરોડોના પ્રસંગમા એકના એક પુત્રના સમાચાર ન જાણવાથી બહુજ લાગી આવ્યુ. રાણીના કલ્પાતનો પાર ન રહ્યો નહિ. શોધ માટે ઠેરે ઠેર માણસો દોડાવ્યા. પ્રજા ચિંતામા પડી પ્રજામાથી એક ટોળી તૈયાર થઇ અને રાજપુત્રને મેળવી આપવાની શરતે શોધ કરવા નીકળી પડી તેનો નાયક ગોવિંદ બન્યો મલ્લરાજની સમંતિ મેળવી કાળાનાગના બહારવટાના જંગલ તરફ તે ટોળીએ રસ્તો પકડ્યો આટલા પ્રયત્નો કર્યા છતા રાજાને ચેન પડ્યુ નહિ સોનગઢ નરેશ મૂળસિંહને તપાસ માટે કહેણુ મોકલ્યુ તે પહેલા ત્યાથી એક ટુકડી નીકળી ચૂકી હતી યાદ આવતા જગદીશને તે કામ સોંપવામા આવ્યુ, કેમકે જે કામ કોઇથી ન થાય તે તેનાથી બને તેમ હતુ સર્વ સૈનિકો તેનો પત્તો મેળવે તેના શરીરને સંભાળે પણ કોઇ અગત્યના કાર્યમા રાજપુત્ર ગુંથાયેલો હોય તો તેમાથી સમજાવીને પણ લાવે તેવો

એક જગદીશજ હતો ને તેથીજ પત્ર લખી તે કાર્ય જગદીશને સોપ્યુ હતુ

જગદીશ સવારમા તૈયાર થઈ આવ્યો અત્યારે તે એક ક્ષત્રિય પુત્ર જેવો શોભતો હતો કોઇ પણ તેને વણીક કહી શકે નહિ તેવો તેનો દેખાવ થયો હતો ગોઠવણ પ્રમાણે બે સૈનીકની માગણી કરી. તે મુજબ બે સારામા સારા સૈનીકો તેની સભાળ માટે બોલાવવામા આવ્યા ને તેમને હુકમ કર્યો કે સર્યુકાન્ત જેટલુજ માન જગદીશને આપજો તે કહે તે માનજો જ્યા સુધી તે ધાર્યુ કાર્ય કરી પાછો ન ફરે, ત્યા સુધી મારી આજ્ઞાનુ પાલન ન કરશો પણ તેની માનજો, જુદો ન કરશો અત્યારે તે તમારો રાજા છે ભાઈ જગુ ! ભાઇને તેડી, ફતેહ મેળવી, જલદી આવે એજ આશીષ ! રાજાએ આશીષ આપી રાણીએ પણ કુમકુમ ચાલ્લો કર્યો ને પુત્ર જેવુજ માન આપી માતૃભાવ દર્શાવ્યો, ધન્ય છે એ રાજા રાણીને ! જોનારાઓને આ બનાવ એકી ટસે જોઇ રહ્યા ને રાજા તથા પ્રજાને ધન્ય માનવા લાગ

જગદીશ તથા તેના બે સૈનિકો સપાટાબધ શહેરમાથી બાગોળ ને ભાગોળેથી આગળ એમ ઘોડા પુર વેગથી દોડાવતા કાળના બહારવટાના જગલ ભણી પ્રયાણ કરવા લાગ્યા મધ્યાહન થતા નાસ્તો કરવા એક સરોવરના કાઠે ઘોડા છોડયા ને ભાથુ છોડી નાસ્તો કર્યો પાણી પી આરામ લીધો

નમતો પ્હોર થતા સજ્જ થઇ પ્રવાશ શરૂ કર્યો સાજ પડતા કાળના જગલની હદમા પ્રવેશ કર્યો અહી બહુ સાવચેતીથી કામ લેવાનુ હતુ કેમકે કાળના જગલમા પેસવુ, ને નાગના દળમા હાથ

ચાલવો અને સરખુ હતુ તેના પાંચ હજાર બહારવટીઆ આખા જંગલમાં થોડે થોડે અંતરે ભટકતા અને પ્રસંગ પડે એકત્ર થઇ જતા આગળ ચાલતા પચીસ ઘોડેસ્વારની ટુકડી મળી અરસપરસ વાર્તાલાપ થતા મુળસિંહના માણસો છે એવુ જાણમાં આવ્યુ જગદીશે તેમને કેટલાક પ્રશ્નો પુછયા ખુલાસો મેળવી લીધો, તેમને ઉત્તર દિશા તરફથી નિર્ણીત દીવસે તેજ સમયે કાળના રહેઠાણ પર આવવા આમંત્રણ કર્યું તે છુટા પાડયા સૈનિકો જગદીશની ચતુરાઇ જોઈ મોહ પામ્યા રાત્રે એક વટવૃક્ષના આશ્રય તળે વિસામો લીધો એકેક જણે જાગૃત રહી ચોકી કરવાનુ માથે લીધુ વસ્ત્રો બદલી કાળા બહારવટા જેવાજ ધારણ કર્યા હતા જેથી તેમને કોઇ ઓળખી શકતુ ન હતુ.

મધ્યરાત્રીએ જ્યારે જગદીશ જાગતો રહી રક્ષણનુ કામ કરતો હતો, ત્યારે તેને ચાંદની રાત્રીમાં મઝા પડતી હતી અને મનમાં કહેવા લાગ્યો કે કયાં શહેરનુ સુખ ને કયા આ કુદરતી જંગલના સૌન્દર્યનુ સુખ ! ! જગદીશને રક્ષકનુ કામ કરતા લજ્જા નડતી નહતી તે આ બન્નેનો ભાઈ જેવો બની ગયો હતો મુસાફરીમા તેમજ બને છે નાના મોટાનો ભેદ દૂર થઇ જાય છે, ઇશ્વરની પાસે સર્વ સમાન છે આપણા શેઠ શાહુકારો કે મીલ માલેકો અને અંમલદારોના જ મગજમાં નાના મોટા, હલકા ભારે, નીચા ઉંચાનો ભેદ ભરાયલો જોવામાં આવે છે પણ ' મોટા મોટાઇ કદી નવ જણાવે ' એજ ખરી મોટાઈ છે.

રાત્રી રાત્રીનુ કામ કરતી હતી જગદીશ જાગતો હો । ચંદ્રની શીતળતા ભોગવતો હતો એકાએક તેની સ્હામે એક આકૃતિ નજરે

પડી જગદીશ પ્રથમ કઇ હબક્યો પછી નિડર બની શાત રહ્યો સમેની આકૃતિ પાસે આવવા લાગી નિકટ આવતા પ્રશ્ન કર્યો કેમ આજે મુકામ અડો નાખ્યો છે? શુ હાથ આવ્યુ? વગેરે પ્રશ્નો પુછ્યા

જગદીશ પ્રશ્નથી સમજી ગયો, કે આ બહારવટાનો માણસ છે, ને તે આપણને પણ તેમાનાજ ધારી પ્રશ્ન પૂછે છે, અત્યારે તો વાણીયાપણુજ કરવુ હા ભાઇ આજ તો ખૂબ માલ લીધો છે ને તેથી આ બે મઝામા ફરે છે સરદાર પાસે મોટી મોટી ભેટો મળશે ને તમને પણ મળશે તમે કાઇ કર્યું કે નહિ? ઉડાવ્યો

સામેની વ્યકિતએ ઉત્તર વાળ્યો આજ તો કાઇ ના મળ્યુ

બહારવટીઆની સખ્યા વધુ હોવાથી એક બીજાને દીઠે કે સુરતથી તરત ઓળખાઇ શકે તેમ ન હતુ છતા કપડા એકજ પ્રકારના ને વળી રાત્રી એટલે જગદીશનો આમા જય થયો

જગદીશે સર્વેનો પતો લાગવાના હેતુથી પ્રશ્ન કર્યો કેમ ભાઇ! સરદાર પાસે ક્યારે જવાના છો? અમે તો હવે નીકળીશુ

એમ કેમ તમને ખબર નથી મળી? સરદારને ત્યા ચાર દિવસ પર મોટી મીજલસ છે ત્યા સર્વને એકત્ર કરવામા આવનાર છે કેમકે સોનગઢ વાળી મોહિનીને ઉઠાવી આણી છે. ને તે દિવસે તેના લગ્ન થશે મહારાણા સાથે બહારવટીઆએ કહ્યુ

એમ કે? ચાલો ત્યારે સવારેજ તે તરફ વહેલા જઇ, બે દિવસ સુધી આનદ લાભ ભોગવીએ, જગદીશે કહ્યુ

લો ભાઇ માતાજીની જે, રામ રામ, એમ કહી આવેલ વ્યક્તિ ચાલતી થઇ

સામેથી તેવોજ ઉત્તર આપ્યો જગદીશને જોઇતી પાકી બાતમી મળી પ્રથમ કાર્યમા જન્મનો જાતી સ્વભાવ ખૂબ કામ લાગ્યો સામા સાથે સામા જેવા જ બની જઇ પોતાનુ કાર્ય સાધી લીધુ, નહિતો જાહેર થવામા ભારે જોખમ ખમવુ પડત

મન સાથે વિચાર કર્યો, કે આ પાપીના કહેવા પ્રમાણે મોહિનીને કાળો નાગ અને તેનો પ્રપચી સરદાર જુલમ જરૂર ઉપાડી લાવ્યા હશે તે ધારવા પ્રમાણે સર્યુભાઇ પોતાની પ્રિયતમાને ઉપાડી જનાર પાછળ, બચાવવાને એકલા પધાર્યા હશે ઠીક થયુ કે મુળની ટોળીને તેજ દિવસે બોલાવી છે આગળ બુદ્ધિ વાણીઆ-ભાઇની વપરાઈ છે મોહિનીને સતામણી ચાલતી હશે રજપુત સિહણે ચતુરાઇ વાપરી હશે ને સર્યુકાન્ત પણ તે દિવસે જીવ સાટે કામ પાર પાડવાનાજ કેમકે સિહના બચ્ચા છે'' ત્યા ધાર્યુ કામ થશે ભાઇ મળશે, ભાભી છુટશે ને મળશે ને કાળાનાગનુ ઘાટ ઘડાશે વળી સાથે સાથે સૈનિકોની મોટી ટોળી, જે બાપુએ આગળથી મોકલી છે તે કાલ સુધીમા મળી જાય તો તે પણ કામ લાગે ઇશને કરવુ હશે તો તેમ બની રહેશે આમ વિચારોમા અર્ધ રાત્રી વીતી એક સૈનિકને ઉઠાડી પોતે શ્રમિત થવાથી આરામ લેવા લાગ્યો. સવાર થતા ઉઠી તૈયાર થઇ ઘોડે ચઢ્યા, ધીમે ધીમે ઘોડા ચલાવવા લાગ્યા રસ્તે ચાલતા રાત્રીની હકીકતથી બન્ને સા-થીને વાકેફ કર્યા

પેલા બે તો જગદીશના કાર્યથી આશ્ચર્ય પામ્યા ને ધાર્યુ કામ સફળ થવાના શુભચિન્હો નજર આગળ ખડા થવા લાગ્યા, ઇનામોની લાલચો પણ સતેજ થઇ

આગળ ચાલતા ચાલતા પાચેક માઈલ ગયા હશે, તેવામા ગોવિદની ટોળી મળી, અરસ્પરસ પિછાણ થયુ પોતાના વતનીઓને અને વળી ચુસ્ત રાજ-દેશ ધેવકોને જોઈ કોનુ હૈયુ પ્રફુલત નિ બને ? ભેટયા અને આનદોદધિમા ઝોલા ખાવા લાગ્યા, સુન્દર સ્થાન જોઇ છુટથી છાવણી નાખી મઝા કરવા લાગ્યા, તથા જોએલા, અનુભવેલા બનાવોની આપ લે કરવા લાગ્યા તેમને કાઇ ડર ન હતો, કેમકે **પચાસ યુવકો પાચ હજારને ભારે હતા**

કાળાને આ લોકોના સમાચાર મળ્યા હતા ને તે તેમનાથી ડરતો હતો જગદીશે પોતાના કાર્યની ગોઠવણી તેમને કહી અને પૂર્વથી તેમની ટોળીને આવવા આમત્રણ કર્યુ આમ ચોપાસથી ઘેરવાની તેની ઇચ્છા હતી સર્વેએ કબુલ રાખી અને આટલી નાની વયમા જગદીશની આવી સરસ રાજ પુરૂષ તરીકેની ખીલવણી જોઇ તેને ધન્યવાદ આપવા લાગ્યા રાત્રી મઝામા ગાળી, નિરાતે ઉધ્યા બેજ સરદારો જાગૃત હતા

સવાર થતા ગોવિદની ટોળી અને જગદીશ તથા તેના બે સાથી છુટા થયા મેળાપના દિવસને એક દિવસનુ અતર હતુ, સૂર્ય ધીમે ધીમે ઉપર ચઢતો હતો, ને કિરણોથી તાપ વર્ષાવતો હતો જગદીશના હૃદયમા મલ્લરાજના રાજસેવકોની ટોળીને મળવાના વિચારો ખાલી રહ્યા હતા તેવામાજ ધાર્યુ આવી મળે તેમ તેજ ટોળી સામેથી જણાઇ પાસે આવી જગદીશે પોતાની ઓળખ આપી. અને સકેત પ્રમાણે પશ્ચિમથી તે ટોળીને કાળાનાગની છાવણી ઉપર ધસી આવવા જણાવ્યુ ને સર્વ હકીકતથી વાકેફ કર્યા થોડો સમય આરામ લઇ ધાર્યુ કામ કરવા છુટા પડયા

આમ જગદીશે ચારે બાજુથી સૈનિકોની વ્યુહરચના ગોઠવી દીધી અને એક મહાન સેનાના સેનાધિપતિનુ કાર્ય બજાવ્યુ તેને પ્રથમથી સર્વ બાબતમા યશ મળતો ગયો, ને ધાર્યા પ્રમાણે બાજી ગોઠવાઈ વચ્ચે વચ્ચે કાળાના માણસો મળતા, પણ તેજ પોશાકમા સરખા હોવાથી ઓળખી શકતા નહિ રાત્રી પડતા આરામ માટે આગળની માફક જોગવાઈ કરી રાત્રી ગાળવા લાગ્યા

## પ્રકરણ ૩ જું.

### મોહિનીનો છુટકો



જગદીશની ગોઠવણ મુજબ ચારે તરફથી સરદારો તથા સૈનિકોની ટોળી છુપા વેશે હુમલો કરવા તૈયાર થઈ રહી હતી આજે મોહિની સાથેના લગ્નનો હર્ષ કાળાની છાવણીમા છવાઈ રહ્યો હતો જુલમનો હર્ષ કાળા કરતા અદકો હતો કેમકે આજે કાળાને ટોચે ચઢાવી પછી પોતાની પ્રપંચી જાળમા તેને ફસાવવાનો હતો

કાળાનાગના નિયમ પ્રમાણે સવાર થતા સર્વ સરદાર તથા બહારવટીયા એકત્ર થયા હતા તેઓ પોતાના જંગલના મનાતા રાણાને સલામી આપવા આવ્યા એક પછી એક મુલાકાત થઈ તેમના હર્ષનો પાર ન હતો, કેમકે આજ રાણાના લગ્નની ખુશાલીમા ઇનામની લાલસા તેઓ દબાવી શક્યા ન હતા, સલામીનું કામ પુરૂ થશે

સૂર્યદેવ બરાબર તેજસ્વી થયા હતા વસત ઋતુ હતી સવારના નવ વાગતાનો શુમાર હતો વાજીંત્રો વાગવા લાગ્યા કાળો ફુલાતો ફુલાતો ભનકાદાર પહેરવેશે બહારવટાના મિહામણા રૂપમા કુદરતી સમામ ડપ આગળ આ યો ને જુલમને જણા યુ જુલમ ! વાર ન થવી જોઇએ નરદારો તથા સૈનિકો વ્યયસ્થિત થાવ તમારી પૂજ્ય રાણીના દર્શન મ ટે તમને આતુરતા હોય એ સ્વમાનિક છે ને તેથી તેના દર્શન કરવા વ્યવસ્થિત બનો જુલમસિહ ! મિત્ર ! મારા દિલોજાન જાવ તમાન આજથી થનાર પૂજ્ય પરમ પ્રિય ભાભીશ્રીને અહી લાવો તે ગુફિમા હવે આવી હશે

**મો**હિનીને પકડી લાવ્યા બાદ તેની બેભાનવસ્થામા કાઝી છેડ કરી નહતી એક બે દિવસ પછી ભાન આવતા જુલમ તથા કાળાએ નામ પ્રમાણે બળજોરી કરી, પરતુ શિયળવતી સદ્ગુણસપન્ન શુરી ક્ષત્રીયાણી તેથી ડગી નહતી તેને ઇશ્વરનો ભરૂશો હતો પરતુ બહુ જોરવાળા જુલ્મી જુલમગાર આગળ એક અબળાનુ શુ ગજુ ? તેણે ખામોશ ખાધી યુકિત શોધી પદર દિવસની મુદત માગી કેમકે તેને વિશ્વાસ હતો કે મારો પૂજ્ય, મારા પ્રિય સ્વામી સર્યુ મને બચાવવામા પાછી પાની કરવાનો નથી **જે શુરો ક્ષત્રિય પોતાની લક્ષ્મી, સ્ત્રીના બચાવની ખાતર જાનની પણ દરકાર કરતો નથી તેજ ક્ષત્રિય છે, નહિ તો બીજા હિચકારાજ સમજવા !**

આજે મોહિનીની મુદતનો છેલ્લો દિવસ છે સર્વ તૈયારી થઇ ચૂકી છે કાળાના હુકમી શબ્દો કાને પડતા જુલમ તરત મોહિની પાસે આવ્યો મોહિની નિરાશ હતી સર્વ આશામા નિરાશા ભાસતી હતી ગભરાતી હતી તેના શરીરને બળજોરથી ત્રમકાવવામા આવ્યુ

નિરાધાર મોહિની આક્રંદ કરવા લાગી સભામંડપમા આવી, હાથ જોડી કાળાની સામે ઉભી રહી સભાના કેટલાક વૃદ્ધ દયાળુના મનમા દયા ઉપજી પણ તે શુ કરી શકે ? કાળાએ તેને બહુ બહુ પ્રકારે સમજાવવા યત્ન કર્યો પણ તે સર્વ નિષ્ફળ આખરે જુલમને તેના પર જુલમથી બળાત્કાર કરી તેનો હાથ પોતાના કાળના હાથમા ધરવા હુકમ કરવામા આવ્યો જુલમ સ્વાર્થી જુલમી મગરૂર હુકમનીજ રાહ જોઇ રહ્યા હતો ઇદ્રની અપ્સરા તુલ્ય પવિત્ર રમણીના ઉપર બળાત્કાર કરી તેના શરીરનો સ્પર્શ કરવો તેને મન આનંદ હતો જુલમે મોહીનીને પકડી, તાણી કાળાની સામે ઉભી રાખી

મોહિની થરકાતા શબ્દે કાળા પ્રત્યે કહેવા લાગી પિતા તુલ્ય કાળસિંહ ! આમ મને ઉપાડી લાવવાનુ પ્રયોજન ? મારા બાઇ ભાભીથી વિખુટી કરવાનુ કારણ ? આવા ભયાનક અરણ્યમા, અરે ! આવા ભૂત જેવા રાક્ષસી મનુષ્યોની વચ્ચે હુ રંક બાળાને ઉભી કરવાની જરૂરીયાત ? કમાડી કાગડા નીચ હત્યારા જુલમના હાથથી મારી આ દશા કરવાની મતલબ ? શુ તમે નથી કહી શકતા ? તમારા રાક્ષસી કૃત્યો નથી જણાવી શકતા ? અશક્ત હો તો મને છોડી દો આ ખુશાલી શાની છે ! મારે મન હોળી છે તમારે મન દીવાળી શી !

જુલમ આ શબ્દો સાભળતા થરથર્યો ગયો પોતાને ગાળો પડતી સાભળી ખીજાયો મોહીનીના કટકા કરવા તૈયાર થયો, પણ કાળાનાગની અમર આશાને ધુળી નાખવાને તેની શી તાકાત ? તે તેમ કરવા ધસ્યો કાળાએ તેને રોક્યા ને કહ્યુ જુલમ ! તે તો તેમજ હોય એ માન માગે છે, જો તે મને પિતા કહે છે હુ ક્યો તેનો પિતા અરે ! ગાંડી હુ તારો પિતા નથી પતિ છુ આજથી

તારા સૌભાગ્યનો ચંદ્ર ‘રુ જો, આ બધા તારી સેવા કરવા તૈયાર છે તારા હુકમની રાહ જોઈ બેસી રહ્યા છે તુ હુકમ કરે તેટલીજ વાર છે

મોહીની—એમ ! ઓ શુરા સરદારો, જો તમે શુરા હો સ્ત્રીઓની લાજ જતી બચાવનાર હો ક્ષત્રિય હો, મનુષ્ય હો મારા શબ્દ રૂપી સેવાની રાહ જોઈ રહ્યા હો, તો તમને આજ્ઞા કરૂ છુ કે આ જુલ્મી જુલમના શરીરના ટુકડા કરો કાળના પંજામાથી છોડાવો મને લાવ્યા હો ત્યા મુકી આવો મારા મુળસિંહ ભાઇ તથા મારા પ્રિય સર્યુકાન્તને મેળાવો

કાળો, સર્યુનુ નામ સાભળતા ચીડાયો, ઉશ્કેરાયો મોહીની બસ કર તારી લવારી બંધ કર ચલ મુહુર્ત પ્રમાણે મારી લગ્ન ગાઠમા બધાઇ જા વિલબ ન કર મારા શત્રુના નામની માળા તજી તેને શત્રુ માનતા શીખ આમ કહી મોહીનીના શરીરને સ્પર્શ કરવા આગળ ધસ્યો

મોહીની છછેડાયલી સિહણ માફક છલગ મારી દુર થઇને કહેવા લાગી કાળા આ તારી લુટથી એકત્ર થયેલા લક્ષ્મી ઉપર મને મોહ ઉપજાવે છે પણ

“ કાગ કીડા પોતા તણુ, ઉદર ભરે છે નિત્ય
તેમ ભરે નિર્દય માનવી, એ તે કેવી રીત ? ”

કાળો—જવાદે, તારી ડહાપણ ભરી વાતો મને મૃત્યુનો પણ ભય નથી ઇશ્વરને પણ હુ માનતો નથી અરે ! જો મને તેડવા યમ ખુદ આવ્યા હોય તો મારી વીરતાથીજ પાછા જાય તો પછી

હતા શાસ્ત્રીય વચનો શું પ્રયોજન ? જો નહિ માને તો પછી આ શમશેરથી તારા દેહના ટુકડા થશે

મોહીની —

" ડોલે દશે દિગપાલ, ને ભાનુ તપે પશ્ચિમમાં,
સરીતા ભલે ઉલટી વહે વહે, પણ ના ડગે વિરાગના !
મેરૂ ડગે આલમ તણા, માઝા મહોદધી છો મુકે,
પ્રલય ભલે હો વિશ્વમાં, સતી નાર શિયળ નહિ ચૂકે "

કાળો —અરે જુલમ બસ હવે, આને આગળ ન બોલવા દે

મોહિની —

" ગળે કદી જો ગામ, છો શુળી ઉપર ચઢવું પડે
નાળે કદી જો દામ છો શમશેરના ઝટકા પડે
છરીએ કરી માથું કુદો, ટુકડા કરો આ જાનના
દુશ્મન બને માથા કુટો, પણ વાળ વાંકા થાય ના !

જુલમ —મોહીની ગાંડી છું આટલી નાની વયમાં મહારાણીની માંમાં થવું ના ગમે ? હું તારા હિતેશ્રી છું તેથી કહું છું નહિ તો પછી મારી કરજા મારે અદા કરવી પડશે આમ કહી ઘોડો સમીપ આણ્યો પણ મોહીની એકની બે ન થઇ

આ તરફ મધુને છુપી બાતમી મળી ચુકી હતી તે તયારજ હતો સર્વ ચિતાર ઝાડીમાંથી જોઇ રહ્યો હતો એક દિશામાં તે, તો બીજી દિશાએ જગદીશની સંકેતાનુસાર ટોળી મોહીનીના સતી ત્વની પરીક્ષા સર્યુને થઇ પોતાના અહોભાગ્ય માનવા લાગ્યા આવી અચળ ધર્મવાળી ધર્મપત્ની મેળવવાને મનમાં મગ્ન બન્યો

લીન થયો હતો તેનામા એકાએક બદુકોના અવાજ કર્ણ પર પડયા ચમકયો તરવાર ખેચી કાળા તરફ ધસ્યો

જુલમે બહુ બહુ પ્રકારે મોહીનીને સમજાવી પણ સર્વ પ્રયત્ન નિષ્ફળ આખરે ના ઇલાજે માત્ર બીક આપવા માટે તલવાર ઉગામી તેનામા જગદીશે સીટી મારી કે બદુકોના અવાજ કરતા ત્રણે દિશા તરફથી સૈનિકો તુટી પડયા મહારવટીઆ જીવ લઇ નાઠા માત્ર કાળો તથા જુલમ તરવાર ખેચી ઉભા સર્યુ તો આની સામો ઉભો હતો જગદીશે ઓળખ્યો પણ ઉતાવળ ન કરી મોહીનીને બચાવી, પ્રેમી નયનો મળ્યા મુળના માણસો સાથે પોતાની ખાસ સ્વયમેવકની ટુકડી રાજસેવા ઉપજાવવા ખાતર આવી હતી તેને મોકલી, અને તે લોકની સભાળ નીચે મોહીનીને રવાના કરવામા આવી તેમા વિલબ ન કરે કેમકે આવા કાળમા ઢીલ કરવી, તે મુર્ખાઇ માની શકાય

કાળાનાગે સર્યુને ઓળખ્યો, કાળાને સર્યુએ ખુબ સમજાવ્યા વિનવ્યો પણ મોઢાનો મીઠો ને હૃદયનો કડવો કાળો, એક નાના બાળકનુ માન કેમ રાખે ? હસી કાઢયો

જગદીશ ને સર્યુ બથ્થા ભેટયા, આનદાશ્રુ ઢળી પડયા કાળાએ સર્યુ પાસે જગદીશની ઓળખાણ માગી કેમકે આ જીતમા જય અપાવનાર જગદીશ હતો તેનુ તેને ભાન થતુ હતુ તેને ફોડવા મન સાથે નિશ્ચય કર્યો પણ તે કપટીને કયા ખબર હતી કે જગદીશ તે જગદીશ છે કાળો તથા જુલમ હમણા બેજ હતા સાથી કોઇ ન હતા સર્યુએ ધાર્યું હોત, તો જરૂર તે બન્નેને યમશરણ પહોચાડત અથવા કેદ કરત ને પ્રજાનો પોકાર દુર કરત તથા પોતાની કીર્તી અમર કરત, પણ દયાનો ભડાર સર્યુ

દયામાં ડુબ્યો બન્નેને મારી બક્ષી કપટી લુટારાઓએ મોઢેથી માફી માગી નાના બાળકને વિનવતો કાળો આ પ્રસંગે કેવો બન્યો હશે તે વાચકે પોતાની જાતથી ખ્યાલ કરી લેવો માણસ ગરજ વખતે કેવી વિનવણી કરે છે કેવા કાલાવાલા કરે છે, સ્વાર્થ સારવા નજીવી વસ્તુ અમુલ્ય મનાવે છે સાધારણ પ્રકૃતીના મનુષ્યને મહારાણા નમવા તત્પર થાય છે ને તેનુ સરસ ઉદાહરણ જગદીશને વીનવતો કાળો નાગ ? !

જગદીશનુ દયાળુ હૃદય દયામા છલકાયુ મર્યુને સમજાવ્યો ને કાળાની વતી પોતે માગણી કરવા લાગ્યો સયુને તેને સમજણ આપી કે જો આપણે બે એકલા તેના સપાટામા આવ્યા હોઇએ તો જરૂર તે ન છોડે ને આ ભૂલ થાય છે પિતાશ્રી ઠપકો આપશે જગદીશ ! તુ ક્ષત્રિય ધર્મ ભૂલે છે

જગદીશે પ્રત્યુતર કર્યો પ્રિય સર્યુ ! ખરેખર ત્રિય ધર્મ એજ છે કે શરણાગતનુ રક્ષણ કરવુ, જીવતદાન આપવુ ને તે તમારે માન્ય કરવુ પડશે

જગદીશના કહેવાથી વડીલ કાકા નાગને તથા તેના સરદાર જુલમને માફી બક્ષી છુટા કર્યા ને હવેથી બહારવટુ ન કરવાને પ્રાર્થના કરી તથા પોતાના પિતા પાસે આવી અર્ધુ રાજ્ય માગવા ને પોતે તે અપાવવા વચન આપ્યુ પરતુ લોભી, ઠગારા, ને શાનુ ગમે ? મુખથી હા ભણી છુટા થયા સર્યુ તથા જગદીશ રસાલા સાથે વધુ વખત ન થોભતા ત્યાથી ચાલ્યા અને મોહિનીને મુળરાજને સોપી પિતા પાસે જવા નિર્ણય કરી બન્ને મિત્રો આગળ પયાણ કરવા લાગ્યા



# પ્રકરણ ૪ જુ.

## સ્ત્રી

બહારવટીઆના સરદારના હાથથી, મોહીનીને મુક્ત કરી, સરદારોને હઠાવી, નમાવી, માફી મગાવી બન્ને મિત્રો આગળ ચાલ્યા, વિયોગી સમયની વીતી વિતકો કહેવા લાગ્યા જગદીશ સર્યુ કરતા બે વર્ષે મોટો હતો લગ્ન થયેલુ હતુ વિશેષ આત્મલગ્નનો અનુભવ ને સ્નેહની કસોટી સુન્દરીના જીવનની થયેલી હતી જ્યારે સર્યુ પોતાની સ્નેહ પ્રતિમાને મેળવવા અથાગ પ્રય ન પ્રથમથીજ વરી જીવન શાતિની તૈયારી કરતો હતો એક મેળવીને પછીથી તેમા આવતા વિઘ્નો દુર કરવા મથતો તો બીજો પહેલેથીજ વિઘ્નોને હઠાવતો

મોહીનીના બચાવથી છેમજ જગદીશ સમાન હૃદયના મિત્રના મેળાપથી સર્યુને અત્યાનદ થયો તે દરરોજ આનદી રહેતો છતા આજના આનદની પરિસીમા ન હતી બન્ને મિત્રો સહોદર ભાઈ છે એવી જોનારને ખાત્રી થતી ઘોડાઓ નચાવતા, કુદાવતા, દોડાવતા તેઓ સોનગઢના માર્ગે જતા હતા, સૈનિકો કેટલાક દીનના શ્રમથી ધીમે ધીમે ગપ્પા હાકતા તથા સુડા બોતેરની, બત્રીસ પુતળીની વાતો કરતા ચાલતા હતા

સોનગઢ અહીથી વીસ માઇલ દુર હતુ બહારવટાનુ જગલ વટાવી તેઓ વસ્તીમા આવ્યા વચમા બ્રહ્મપુરી આવતી હતી ત્યા સૈનિકોએ મુકામ નાખી, પડેલા શ્રમને લીધે આરામ લેવાનુ નક્કી

કર્યું સર્યુની મજુરી મેળવીને મુકામ થયો, તણુઓ હોકાયા મોહિની આગળ સરક્ષણ નીચે ગઈ હતી તેણે આગળ જઈ પોતાના પ્રિયની સગવડો કરવાનુ શરૂ કર્યું પરતુ તેનુ ચિત સ્થિર ન હતુ પ્રિયાના વિયોગે પ્રજળતી હતી, જેથી ઘડી ઘડી માર્ગમા મદદ કરનાર પ્રિય મિત્રને જોવા સારૂ આતુર હતી

સનિકો પોતાની ખાવા પીવા વગેરેની તજવીજમા હતા મોહિનીના તણુમા સર્વ તૈયારી થઈ ચુકી એટલામા સામેથી બે ઇદ્રકુમાર જેવા નર રત્નોના ઘોડા મોહીનીની નજર સમક્ષ ખડા થયા હૃદય હર્ષિત થયુ અને સર્યુ કરતા જગદીશ વધુ ખુબસુરત હતો છતા તેને દ્વેષ ન થતા આનદ થયો અલ્પ સમયમા બન્ને મિત્રોએ તણુ પાસ આવી ઘોડાઓ મોકલાવ્યા મોહીની સામીજ આવી નયને નયન મળ્યા અધરો સ્થિર થયા જગદીશને આનદ થયો બન્ને મિત્રો શ્રમિત હોવાથી પલગમા જઈ બેઠા મોહીની સામેજ આરામાસનમા પડી

મોહીની તે મોહીનીજ હતી જગદીશ મિત્રને આશિષ આપવા ઉઠયો, હર્ષમા યુગલ સુખી રહો । એવા ઉદ્‌ગાર નીકળી પડ્યા મોહીની લજવાઇ પરતુ તે સકોચ વધુ વખત ન રહ્યો ફળ દુધ આદિનો ઉપયોગ કર્યો શ્રમ્યાન હોવાથી પ્રેમી મુસાફરો નિદ્રાવશ બન્યા

નમતો પહોર થતા જગદીશ તણુ બહાર નીકળ્યા સામી નજર પડી કુવો જોયો અને દ્રશ્ય નજરે પડ્યુ

આ શુ ? બ્રહ્મપુરી, મિત્ર સાથેની વાતચીતમા કઇ ધ્યાન ન રહ્યુ ખરેખર પ્રિયતમા કરતાં મિત્ર વિશેષ હોય છે તે સત્ય

છે. ચાલ, સર્યુની આજ્ઞા માગી ગામ તરફ વળુ વિચાર કરે છે તેવામાજ કુવા ઉપર પોતાની પ્રિય હૃદયથી માનેલી, સ્નેહ લગ્નમા જોડાયેલી હૃદયેશ્વરી સુદરી દીઠી] સુદરીને તેણે ઓળખી સુન્દરીની નજર આ તરફ વળી પણ તે મુઝાઇ-મુઝવણમા પડી આવા રજવાડી સાજમા પોતાને પ્રિય કયાથી હોય ? તેમ માન્યુ પાણી લઇ આવી જોનાર તે સુદરીને કઇ આખે નીરખી શકે ? જગદીશ તે મોહેતેમા જોડાયો ન હોતો ! તે મોહાધ ન હતો નામને સ્નેહી નહિ પણ સ્નેહ કાજે જાન તોડી નાખનાર સ્નેહી હતો તેને ખ્યાલ હતો કે સૌન્દર્યમા સર્વ ગુણ હોય છે કયાશ નથી હોતી તે ન્યાયે ખેચાતો હતો અનુભવની ખામી હોવાથી અલ્પ પરીચયે ઉદાર, ભોળુ, દયાળુ દીલ દોડયુ હતુ ને સુદરીના પવિત્ર જીવનનુ રક્ષક બન્યુ હતુ

તણુમા જઇ સર્યુકાન્ત ઊભો હતો તેની રજા માગી સત્ય બાબત જણાવી સર્યુ ખુશ થયો અને વિશેષ કહ્યુ કે તે તમારા સુદર સ્નેહરાણીને અહીજ લાવજો કે જેથી મોહીનીને પણ આનદ મળે બન્ને સ્ત્રી હૃદયો મળે ને ઉમગ ખાલી કરે કેમકે **સ્ત્રી હૃદય ખોલાવવા સ્ત્રી હૃદય હોય તો ઠીક પડે.**

ભાઇ ! સુદર અહી કયાથી ? તમારી પાસે નથી રહેતા ! વાહ ! જો એ અહી હોય તો પછી આ ગામને પાધરે મુકામ કેમ હોય, શુ અમને ત્યા લઇ જવામા અડચણ હતી ? અમને ત્યા મઝા રહેત ને અમે સુખે આવતે મોહીનીએ કટાક્ષ કર્યુ

**સર્યુ**—મોહીની ! તુ પછી જાણશે હમણાજ તે અહી તેમને તેડી આવે છે જગદીશ ત્યાથી નીકળ્યો એટલે સર્યુએ મોહીનીને

જગદીશ—સુંદરીના સંબંધની હકીકત કહેવી શરૂ કરી જો સાંભળ જગદીશ મારો મિત્ર છે—જાગીરદાર છે લગ્ન થયલ છે દેહ લગ્નથી પરણેલ પત્ની સુશીલા કુન્દનપુરીમાં મોજ પામે છે જગદીશ સાધારણ વર્ગનો મનુષ્ય છે તેનો ને મારો અભ્યાસ સાથે ચાલતો અમે બાળપણના ખાસ દોસ્તો છીએ તેના જેવો નીતિમાન, નીખાલસ, નિષ્કપટીને નિપુણ હજી મે કોઇ જોયો નથી દયાનો ભંડાર છે સર્યુએ ટુંકામાં પતાવવા માંડ્યુ

મોહીની—પ્રિય ! તેમને તમે નીતિવાન કહ્યા ત્યારે શું સુશીલા સિવાય આ સુંદરી તે પત્ની નહિ ને તે કોણ તેમની દ્વિતીય પત્ની ! ને તે ન હોય તો નીતિમાન કેમ મનાય ?

સર્યુ—બરાબર છે નીતિમાન ન કહેવાય તેણે તેની સાથે લગ્ન નથી કર્યું પરંતુ તે કુવારીકા હોવાથી તેની સ્વેચ્છાથી તેણે તેની સાથે આત્મલગ્ન—સ્નેહલગ્ન કરી દીધું છે જેમ તમોએ મારી સાથે અત્યારે વહેવાર રાખ્યો છે તેમ

મોહીની—ત્યારે શું લગ્ન કરતા શરમાય છે બે પત્ની કરતા વાંધો હશે ? આપણામાં કયાં નથી બનતું ? વળી તેમની માફક તમો પણ આમ વ્યવહાર રાખવા ઇચ્છો છો ? લગ્નથી જોડાવવા નથી ઇચ્છતા ?

સર્યુ—ના મોહીની ! તેના લગ્ન થયેલા છે મારા નથી થયેલા એટલે તારી સાથે કરવાના છે વળી જો હું તારી સાથે લગ્ન કરીને બીજીને વરૂં તો તારૂં દીલ દુભાય ખરૂં કે !

મોહીની—એમ કેમ ! જો, જો, મિત્રની માફક તમે પણ ન કરતા

સર્યુ—મોહીની ભૂલી બિચારો જગદીશ લગ્નની ના પાડતો નથી સુદરીની ના છે તેને આત્મલગ્ન વધુ પ્રિય છે અને તેણે કૌમાર્યવ્રતની પ્રતિજ્ઞા લીધી છે

મોહીની—વાહ ! તેમા કઇ આશ્ચર્ય છે આત્મલગ્નમા ગૃહસ્થાશ્રમ ખરો કે નહિ !

સર્યુ—ખુલાસો રૂબરૂમા કરશો આવતી કાલે સવારે અહીથી નીકળી મુળસિહને સોપી હુ પિતા પાસ જવા નીકલીશ તે દરમ્યાન તુ ભાઇને સમજાવી લગ્નનુ ચોક્કસ કરી નાખજે વિશેષ તને શુ કહેવુ

મોહિની—લજવાઇ આમ વાતચીત ચાલતી હતી તેવામા બે સરદારો આવ્યા ને મુકામ કુચ કરવાની ગોઠવણની વાર્તામા પડયા

× + × ×

જગદીશ ત્યાથી નીકળી પોતાની સ્નેહ પ્રતિમાને ત્યા ગયો મળ્યા ભેટયા આતરિક હૃદયે હૃદય આશીષે વધાવ્યા અ તર ઉભરા ખાલી કર્યા નિખાલસ હૃદયનો જગદીશ ગળગળો થયો કઈ બાબત મનમા ન લાવતા, મિત્રને જલદી આવવા કહી આવેલ જગદીશ ઉતાવળો થયો સુદરી ખીજાઇ તેને સાથે આવવા કહ્યુ પ્રથમ આનાકાની થઇ છેવટ તૈયાર થઈ બન્ને છાવણી તરફ વળ્યા,

ચાલતા વચ્ચે સુદરીએ પ્રશ્ન કર્યો જગદીશ ! કાઇ વિચાર કર્યો ? સાધારણ સ્થિતિમા ઉછરી મહીપતિઓની સોબતમા પડી, પોતાનુ કાઇ ન કરવુ ?

જગદીશ—તે તારાથી જોઇ શકાય હુ મહીપતિની સેવા નથી

કરતો પૈસાની લાલચથી કાંઈ નથી કરતો માત્ર મિત્રની ફરજ અદા કરૂં છું મારા સ્નેહીની જરૂરીયાતમાં કામ લાગુ છું

સુંદરી ! " જ્યાં શ્રીમંતાઈનો ગર્વ છે, ત્યાં સ્નેહનો વાસો નથી, ત્યમ સ્વાર્થ હોયે જે રંકમાં તે સ્નેહ પણ સાચો નથી " માટે સ્નેહ સ્વાર્થમાં ન વસે તે વધુ ન ટકી શકે સમય થયે ખતમ થાય

સુંદરી—હા જી, ત્યારે તમે એક પત્રમાં સ્નેહ-સ્નેહીની હકીકત લખી હતી તે શું આ તમારા સ્નેહી રાજપુત્રની ?

જગદીશ—જી સુંદર ! તેજ

આમ વાતચીત કરતા તેઓ પાસે આવ્યા મોહીની સામે ગઈ સુંદરીને જોતા મનમાં ઈર્ષા આવી જગદીશના રૂપમાં આકર્ષાઈ ઈર્ષા થઈને વળી સુંદરીને જોતા વિશેષ ઉદ્દભવી પણ તે નિર્મળ ! !

તેઓમાં બન્ને સ્નેહી આત્મલગ્નથી જોડાયેલા સામ સામી બેઠા અવનવી વાતો કહાડી ચારે સરખી વયના હતા સેતરંજ રમ્યા થાક્યા આળસ આવ્યું જેથી સર્યુએ આજે નવો વિષય ચર્ચવો શરૂ કર્યો ને પહેલ કરી કેમકે આજે બન્ને મિત્રોના તરફથી ઉત્તર વાળનાર મન માનતી સુંદરીઓ હતી

સ—સ્ત્રીઓ સ્વતંત્રતાને લાયક છે કે ?

સુ—હા બેશક તે પણ પુરૂષ માફક કામ કરી શકે છે બન્નેના હક સરખા છે

મો—વિરૂદ્ધ છું પુરૂષ તે પુરૂષ અને સ્ત્રી તે સ્ત્રી સરખા બન, તાબેદારી માટે સ્ત્રી નથી પરંતુ પુરૂષ તેનો **શિરછત્ર** છે ને સ્ત્રી છાયા છે પુરૂષના વિચારોને અનુસરવું તે સ્ત્રીનો ધર્મ છે

જ—વાહ મોહીની ! સ્ત્રીઓનો ધર્મ ઠીક સમજ્યા, હવે ભુલો શોધનારી સ્ત્રા, પુરૂષ શાસ્ત્રકારોના દોષ નહિ કાઢે

જ—સ્ત્રીને પતિ પ્રીય કે બાળક ?

મો—બન્ને પતિ પ્રથમ પછી બાળક **પતિથી** બાળક છે

સ—માન્યુ, પરતુ બાળક થવાથી પતિ તરફ સ્નેહ ઓછો થાય છે, એમ ધારવુ ને તે મારા માનવામા આવે છે કેટલીક સ્ત્રી પુત્ર હોવાના કારણે પતિની અવગણના કરે છે ને મદમા ફુલે છે કે પતિ ન હોય તો પુત્રથી શાતવન વળે

સુ—ખરેખર ! એમજ છે પુત્ર પતિની પ્રતિમા હોવાથી મનને શાત રાખવાનુ સાધન ખરૂ

મો—સ્ત્રી પુરૂષ વચ્ચેનો સબધ તે સ્વાર્થ કહેવાય ખરી કે ?

સુ—બીલકુલ નહિ તે તો સ્નેહ એમા સ્વાર્થ શુ ? કુદરતી નિયમ છે, ને લગ્નથી જોડાવુ તેમા સ્વાર્થ શુ ?

સ—સ્વાર્થ ઉભયનો બન્નેની જરૂરીઆત તેટલો જ એટલે તેને સ્વાર્થ જેવો અધમ શબ્દ લગાડવો ઉચીત ન કહેવાય

જ—ત્યારે સ્ત્રી વિધવા થતા પુનર્લગ્ન કરે, તેને સ્વાર્થમા ન ગણાય ? કેમકે સ્ત્રી પોતાનુ પોષણ કરવાની ખાતર અને શરીરના વિષયોની તૃપ્તીની ખાતરજ લગ્ન કરવા તત્પર થાય છે પછી તે બન્ને પ્રકારના સ્વાર્થ કેમ ન મનાય ?

મો—સત્ય, મને સ્વાર્થમા ગણીએ તો અઘટિત ન કહેવાય

સ—સ્ત્રીઓ વિશ્વાસપાત્ર નથી ગણાતી તેનુ કારણ આપણે એ કેમ ન માનવુ ?

**જ—સ્ત્રીઓ ઘણીખરી સ્વાર્થીજ હોય છે. મોહાંધ હોય છે સંકટ સમયે અથવા ગરજ વખતે વિશ્વાસઘાતી થતા વિલંબ નથી કરતી** છતા સ્ત્રી રત્નો નથી તેવુ ન માની શકાય પાત્રાપાત્રનો વિચાર કરી વિશ્વાસ કરવો ઘટે

મો—મારે વિશેષ કહેવુ પડે છે, કે જ્યમ વિશ્વાસુ મિત્ર મળવો દુર્લભ છે, મન્મિત્રની પ્રીતિ દુર્લભ છે તેથી એમ ન માની શકાય કે વિશ્વાસુ મિત્ર નથી તેમજ સ્ત્રીપણ વિશ્વાસદાયક મળે છે, પણ તે સદ્દગુણની ખાણ ને હજારોમા એક

મુ—મોહિની બેન ! મિથ્યાભિમાન કર્યુ !

મો—આ શબ્દે માઠુ લાગ્યુ પણ તે દબાવી બોલી ના બેન, મે તો સામાન્ય નિયમ કહ્યો

જ—સ્વકીયા જેટલો પ્રેમ, પરકીયા રાખી શકે છે ?

મધુ—બહુ સરસ પ્રશ્ન ! ભાઈ તે ઉત્તર તો મોહિની આપે એમ ઇચ્છુ છુ

મુ—મોહીની બેન ! પુરૂષને માટે તે નિયમ ખરો કે નહિ ? પોતાની પત્નીનો પ્રેમ તજી બીજામા પ્રેમ થાય એ કેમ ન જાણ્યુ ?

મો—તે સત્યુજ છે બીજામા પ્રેમ જાય એ પ્રેમજ નહિ, સ્ત્રીએ તે વિચારવુ જોઇએ ગરજના માર્યા સ્ત્રી પુરૂષો ઉપર ઉપરનો પ્રેમ રાખતા શીખે છે અર્થ સરે લાત મારે છે આર્થિક સ્વાર્થ પ્રથમ જોવાય છે પછી શારીરીક સ્વાર્થ, તો પછી આતરિક સ્વાર્થની દરકાર શી ! ખરો સ્વાર્થ માનો કે સ્નેહ માનો જેને જે ઠીક લાગે તે માનો ખરી આપવે અતરની હોવી જોઇએ ને તે મદદ ચિરકાળ ટકી રહે છે પરતુ તેમા પાત્ર પણ દુર્લભ ?

સર્યુ—સ્ત્રી પુરૂષના એકદીલ ક્યારે બને ?

જગ—બન્ને આત્માઓના પૂર્વ સંસ્કાર, આકર્ષણ ગુણો એકજ સમાનતાવાળા હોય તો તેમનુ જીવન નાવ વિના ઉપાધીએ તરી શકે ને તેનુજ નામ લગ્ન પુર્વજો તેવા પાત્રોની શોધ કરી શકતા, ને તેમનો સંબંધ જોડતા એટલે અત્યારની માફક જીવન ક્લેશમય, દુ:ખમય ન નીવડતા

સુ—આ કોના વિચારો ?

મો—તેમના પોતાના કંઇ પાગ્કા તો નથી ને ?

સ—બરોબર આત્માની સમાનતા થઇ આત્મીય ગાઢ સ્નેહ થયા પછી અન્ય સબંધીઓનુ માન જાળવવા સ્નેહીને ભૂલી જાય, તેની સેવામા બેદીલ થાય તો તે શુ સ્વાર્થ ખરો કે નહિ ? મોહમા સ્નેહ બદલાય કે નહિ ?

જગ—સત્ય ત્યારબાદ તે દીલ ઉપર ઉપરના મોઢાના મીઠાને હૃદયના જુદા બતાવવાનાજ રહે

મો—સ્ત્રી પુરુષના મગજમા, બુદ્ધિમા હૃદયમા, મનના ભિન્નતા છે ?

સ—હા પુરૂષ કરતા સ્ત્રીનુ મગજ નાનુ એટલે ઓછી કિમ્મત વાળુ હોય છે બુદ્ધિમા પણ મંદ હૃદય પોચુ તેમજ કઠણ મન ચલિત હોય છે **વધુ પ્રમાણ તેમ હોય એટલે સામાન્ય નિયમ તેમ કહી શકાય.**

સુ—સ્ત્રી પુરૂષોની દ્રષ્ટિ પુત્રપુત્રીમા ભિન્નતાવાળી કેમ હશે ?

મો—બહુજ ગુચવણ ભર્યો પ્રશ્ન તેનો નિવેડો વૃધ્ધો કરી શકે છતા આ પ્રશ્ન મુલતવી રાખો સમયે ઉકેલીશુ

જગદીશે વિષય બદલ્યો સુન્દરી ! માગ માટે બે દીલ કરવાનુ કારણ ? માગ તરફથી કંઇ ઉણપ આવી ? કાંઈ અઘટિત બન્યુ ?

તુ બદલાઇ ગયેલી લાગે છે ? તારા પત્રમા શુ હતુ ? શુ ? વ્હેમ આવ્યો છે

સર્યુએ પુછ્યુ કે જગદીશભાઇ ! શુ તકરાર પડી ?

લ્યો જુઓ આ પત્ર જગદીશે બંડીમાથી પત્ર કાઢી આપ્યો

સર્યુએ પત્ર વાચવા માંડ્યો ને સ્નેહી શબ્દની મારામારી થઇ પડી

મોહીની બોલી સુદર બેન ! તેમા શુ ખીજવવા ? પુરૂષ સ્નેહી ન હોઇ શકે ? આ રાજકુમાર તેમના સ્નેહી મનાય નહિ ? આટલો ક્રોધ આવી બાબતમા પુરૂષ પુરૂષ વચ્ચે સ્નેહ લગ્ન નથી થતા ?

વાહ, ઠીક ભાઇએ પ્રશ્ન કર્યો સર્યુએ કહ્યુ ઠીક, સુદર બ્હેન ! આ શબ્દ સાભળતા લજવાઇ ભાગ માટે જો જગદીશે લખ્યુ હોય તો તમે મને પણ અન્ય સ્ત્રી, માની બેસો ખરા ?

હા ભાઇ હા એમજ બન્યુ છે તમારા માટે એ શબ્દો લખ્યા તેનુ આ પરીણામ હશે નશીબનો દોષ સ્ત્રી સ્વાભાવ, એ તો સ્ત્રી તે સ્ત્રી

વાચક ! આજ પત્રે વાતાની પ્રથમ શરૂઆતના જગદીશના ઉભરા કઢાવ્યા છે જગદીશ સ્નેહ સાગરમા રમનારો જગદીશ અટવાયો છે ભવસાગરમા અમુઝાણો છે

રાત્રીના જીવન કથાઓ કાઢી બન્ને પ્રેમી યુગલે સમય ગાળ્યો પ્રાત થતા શબગુી ઉપાડી સનિકો ચાલ્યા સુદર મોહીની છુટા પડયા ને જગદીશે અતરના પ્રણામ કર્યા જગદીશ સુદરીના માટે તન, મનથી બનતુ કરવા ચુકતો નહિ

# પ્રકરણ ૫ મું.

## મૂળનુ પલટાવુ

સોનગઢમા કાળા નાગે મોહિનીનુ હરણ કર્યુ તે સમાચાર સખી મારફતે સારા નગરમા પહોચ્યા શહેરમા ભારે કોલાહલ મચ્યો લોકોને ખેદ થયો સામાન્ય વર્ગને તો થાય પરતુ ગરીબ વર્ગને પોતાનુ નિકટનું સબધી દૂર થયુ હોય તેવો શોક થવા લાગ્યો મૂળસિહને ચદ્રા એકાતમા બેઠા હતા, ત્યા સખીએ આવી માઠા સમાચાર જણાવ્યા મૂળ એકાએક હબકયો પછીથી ગુસ્સાનો પાર રહ્યો નહિ સખીને સર્વ હકીકત કહેવા જણાવ્યુ પરતુ બાળસખી બિચારી શુ જાણી શકે ? તેણે અધુરી અધુરી ભાષામા જણાવ્યુ કે, ઘોડા ઉપર બેસી આપણે ત્યા ઉતર્યા હતા તે મહેમાનને મે જતા દીઠા હતા અને મોહિની બા બૂમ મારતા હતા

આ સાભળી મૂળ ખીજાયો તેણે કલ્પના કરી કે જરૂર સર્યુ ઉતાવળીયો બન્યો હશે ને મોહિનીને છુપી રીતે ઉપાડી જવાની કોશીશ કરી હશે

ચદ્રા —નાથ ! તેમ બનવુ અસંભવિત છે આવુ અધમ કાર્ય તે ન કરી શકે તે કામ તો કાળાનાગનુ હોવુ જોઇએ મૂળસિહને ભાન થયુ. તરતજ બીજી મોટી બાળકીઓની તપાસ કરતા કળા-નાગનુજ આ નીચ કાર્ય છે એવુ સાબીત થયુ, ને તેની પાછળ સર્યુ-કાન્તે ઘોડો દોડાવ્યો છે તે જણાયું જેથી સમય વિચારી એક ખાસ

ટુકડી સર્યુની મદદ માટે તથા મોહિનીના બચાવ માટે મોકલવામા આવી તપાસ શરૂ થઇ પરતુ મૂળસિંહ ચિંતાગ્રત રહેવા લાગ્યો

બે ચાર દિવસ વીત્યા પંદર દિવસ થયા પરતુ પત્તો લાગ્યો નહિ છેવટે મલ્લરાજને પત્ર લખી જણાવ્યુ ને તેથી મલ્લરાજે પોતાના યુવરાજની સંભાળ માટે તથા સમજાવી તેડી લાવવા માટે જગદીશને રવાના કર્યો તે જાણી ગયા છીએ

કાળાનાગને હંફાવ્યા બાદ સર્યુ વિદાય થયો કે તરત પ્રપંચી જુલમી કુલાગારોએ એક પ્રપંચ રચ્યો, ને તે પ્રમાણે મૂળસીંહ ઉપર પત્ર લખી જણાવ્યુ, તથા તેની સંપૂર્ણ સાબીતી કરાવવા પક્કા ખુશામતખોરો તથા જુઠ્ઠાઓને વિદાય કર્યા, અને કાળો તથા જુલમ સોનગઢની પાદરે મુકામ નાખી પડયા

કાળાના માણસે આવી મૂળને પત્ર આપ્યો આ વખતે મૂળ પોતાના ભાઇ સમાન બેનની ચિંતામા બેઠો હતો ભિન્ન ભિન્ન વિચારના ઘોડા દોડાવી રહ્યો હતો પત્ર જોતા ફોડી વાચવો શરૂ કર્યો

**ભોળા બાળરાજા મૂળસિંહ** **સોનગઢ**

લી હિતેશ્રીના પ્રણામ '

હુ શુભેચ્છકનુ માની હજી ઘોર નિદ્રામાથી જાગો ઘરમા અગ્નિ સળગતો હોય ને તેને ન બુઝાવતા અણજાણ રહેવાથી નુકસાન ખમવુ પડે છે તે રીતી સમજો તમે જેને પોતાના માનો છો તે તમારા શ ' બન્યા છે પાપી મલ્લનો કુલાગાર છોકરો સર્યુ તમારે ત્યા શુ કરી રહ્યો છે તેની બારીક તપાસ કરો તમો પવિત્રાત્મા સર્વને પવિત્ર ન સમજો

તમારી પાપણી ચદ્રા પોતાના દુષ્કૃત્ય છુપાવવા તથા પોતાનુ ધાર્યુ કરવા તમને ગમે તેમ ભભેરે છે સર્યુને પોતાનો કરવા ચાહે છે ને તેથાજ તે મોહિનીને તેની સાથે પરણાવવા સલાહ આપે છે વધુ આપને શુ લખુ ? મોહિનીને તે પાપી સર્યુ ઉઠાવી ગયો છે

લી૦ શુ૦ કાળસિહ

પત્ર વાચતા કપ્યો ખીજાયો હોઠ પીસવા લાગ્યો ને સિહ સમાન છલગ મારી ચદ્રા પાસે ગયો ચદ્રા ત્યા આવી કાળાના માણસને દીઠા ઓળખ્યા નાથ ! આ કોણ ? કાળા નાગના માણસો વિશ્વાસ ન કરો પાપી તમને હજી કાઇ કનડવામા બાકી નહિ રાખે તેને ઓળખવામા કચાશ રાખો છો

મુળે દમામથી કહ્યુ વાહ ! વાહ ! વાચ આ પત્ર 'ચડાલણી' તારા દુષ્કૃત્યોની જાણ મને થાય છે કાળાનાગના દુશ્મન થવામા મે ભૂલ ખાધી. તારા વિશ્વાસે મે જીવન વહાણુ ડુબાવ્યુ ને ભયકર મહા શત્રુને સૂતો જગાડયો

ચદ્રાએ પત્ર વાચ્યો આખોમા ચક્કર આવ્યા મૂર્ચ્છા પામી થોડી-વારે સતેજ થઇ. સ્વામીને સમજાવા લાગી પ્રિય ! 'માણુસ કેવા પ્રપચી હોય છે? પોતાની મુરાદ બર ન આવવાના કારણે નિર્દોષ ભોળાં આત્માઓને કલકીત કરી તેની કીર્તિને કલક લગાડે છે અરે ! એટલેથી ન જંપતાં તેનો આશ્રય પણ છેદવા તૈયાર થાય છે.' નાથ ! મા ભૂલ ખાઓ. પ્રપચ છે તર કટ છે મોહિની બેનનુ હિત તપાસો. સર્યુના તમે અજાણ્યા નથી તે બેનને બચાવા જાન દેવા તૈયાર થયો છે સર્યુને મારા માટે તે

મારો ભાઈ છે ! મારો પુત્ર છે ! મારો ગુરુભાઇ છે તેના જેવો રાજપુત્ર મે સ્વપ્ને દીઠો નથી પિયુ ! ચેતજો જાળસરસ પથરાઇ છે

હા ! હા ! પ્રપંચી પૂતળી સાચુ છે, તારી જીભની મીઠાશ ઠીક છે તે સર્વ મારા કરના અદકો ના ? કેમ ન હોય ? પોતાનો પ્રિય માનેલો મારાથી વિશેષ કેમ ન હોય ?

નાથ ! ગમે તેવો પરાક્રમી હોય ! વિશ્વનો ભુપ હોય ! ધર્મ ધુરંધર હોય પણ સતી સ્ત્રીને પતિ કરતા વિશેષ કોણ ? તેના વખાણ એક રાજ તરીકે કહુ છુ હજી વિલંબ નથી પૂરતી તપાસ કરો પછી સત્યાસત્યનો નિર્ણય આપ કરી શકો છો

આ ગડઝડમા કાળાના માણસો મુળને પાણી ચઢાવતા ને તેના અંધ ખીજવાટમા ઉમેરો કરતા હતા ચંદ્રા આથી ખીજાઇ ને તેઓને ખીજાયલી સિંહણ માફક ઘુરકી

ચંદ્રા ઘુટણે પડી પોતાના પ્રિય પતિને વિનવતી કહેવા લાગી નાથ ! હજી સમજો સંગ્રાડ વહેમમા પડયા ઉંધે માર્ગે ચઢયા નીતિનો માર્ગ ભૂલ્યા ઓ ધરા ! માર્ગ કર નાથના મુખે મારા માટે અનિષ્ટ વિચાર હુ શ્રવણ નથી કરી શકતી

મુળે વધુને વધુ ગુસ્સો કરતા કહ્યુ, કાળો મારો વિશ્વાસુ છે મે નાહક જુલમનુ અપમાન કર્યુ મોહિની તુ પણ મારી ન રહી બસ હવે અત્યાર સુધી તને જે પાળી, લડાવી તેનો બદલો આ આપ્યો ! પરંતુ તને કાળાનાગ સાથેજ પરણાવુ છુ સર્પને ભૂલાવુ છુ અરે ! તારા દેખતા તેના શિરનુ છેદન કરાવુ છુ

ચંદ્રા વિનવવા લાગી પ્રાણેશ ! સારૂ નથી કરતા પરિણામ માઠુ આવશે, આપને કુટુમ્બને, રાજને અરે બીજા ન્યાયી રાજ્યોને સોસવુ

પડશે **એક વ્યક્તિની ભૂલથી-સમગ્ર વિશ્વને ખમવુ પડે છે.** ને આખરે હું ક્ષત્રિય ધર્મને નથી તજી શકવાની આપની જાળ સામુ મારે તૈયાર થવુ પડશે આપના સામા પક્ષમા ઉભુ રહેવુ પડશે સતી ધર્મને બન્ને બાજુથી સાચવી પતિનો અધર્મ ભૂલાવવો પડશે તમારી ભૂલે બાપડી રંક પ્રજાને સોસવુ પડે એ નહિ સહન થાય રાજાબની રક્ષકનુ કાર્ય ભક્ષકથી નહિ બજાવાય પિતા પુત્રનુ પાલન કરી શકે છોડી ન શકે

ચદ્રા ! રાજાની તને શુ પડી છે ? સર્વનો માલીક હુ છુ મારા મગજમા આવે તેમ કરવા હુ મુખ્ત્યાર છુ તારા છેવટના કાર્ય ઠીક મને જણાવે છે જોઉં છુ કે તુ કેવી મને અટકાવી શકે છે, મુળે કહ્યુ

ચદ્રા —નાથ ! હુ રાજરાણી છુ ! જેવો રાજમુગટ તમારે શિર છે, તેવો મારે શિર પણ છે અડધો હિસ્સો મારો છે એક અગ ધર્મને તજે તો બીજાએ બચાવી લેવુ, ને બન્ને ભૂલ્યા તો પછી તે રાજના ફનાફાતીઆ સમજવા વળી વિશેષ કહુ છુ કે મોહીની બેન પર હવે તમારો લેશ હક નથી તે પોતાના શરીરની માલીક છે તેને દીલ ચાહે ત્યા લગ્ન કરી શકે છે. તમારો તેના શરીરપર જરાયે હક નથી

મુળ —વધુ લવારી કરવી છોડી દે, નહિ તો સમશેર તારા શિર ઉપર ફરતી થશે

ચદ્રા —બસ એજને !

'સ્વામીની આજ્ઞા થતા, પત્નિ છે તૈયાર,

દેખો મતી તારામતી, શમશેર માની હાર '

નાથ ! અરે તમને નાથ કહેતા પણ હું લજાવું છું ક્યાં છે તમારૂં નૂર ? ગૌરવ ? રાજત્વ ? પાલકપણું ? ઓ પાપી આત્મા ! મને તારા રાજમહેલથી છૂટી થવા દે આમ કહેતી ચંદ્રા નીકળવા જાય છે તેવામાંજ મુળ તેના પર ધસ્યો આ પ્રસંગે એક નિમકહલાલ ભલી વૃદ્ધ દાસી વચ્ચે આવી પડી ને ચંદ્રાને બચાવી, નહિ તો ચંદ્રાનો અમર આત્મા શરીરને તજી ચાલ્યો ગયો હોત

આ પ્રસંગ બને છે તેવામાં નગર બહાર વાજીંત્રોના અવાજ થયા બંદુકોના ભડાકા થયા જીત મેળવી આવનાર રાજાના જેવો દેખાવ થયો વાત એક કાનેથી બીજે કાને પડતાં રાજ્યમહેલ સુધી ગઈ કે મોહિનીને છોડાવી સર્યુકાન્ત તથા લશ્કર આવી પહોંચ્યું છે.

આ પ્રસંગે મુળસિંહને કેટલો આનંદ થવો જોઈતો હતો, તેના બદલામાં તે માત્ર મનમાં ને મનમાં ધુરકવા લાગ્યો, ને ફુલાઈ જઈ મહેલમાં પડી રહ્યો પ્રજાને આથી આશ્ચર્ય થયું

ચંદ્રાના કર્ણે આ સમાચાર મળતા મહેલમાંથી છટકી હરણી માફક છુટા કેશ, સાથે લાલ આંખો ને ખુલ્લા માથે હાથમાં તલવાર લઈ દોડતી સર્યુ પાસે પહોંચી આ દેખાવ જોઈ જીતીને આવનાર ટોળું વિચારમાં પડ્યું, કેટલાક યોગીની કલ્પવા લાગ્યા પરંતુ તે કલ્પના અલ્પ સમયમાં દુર થઈ પાસે આવતાંવેત ડુસકે ડુસકે રડવા લાગી

મોહીની ઓચીતી બોલી ઉઠી કોણ દેવી કે અન્ય ?

ચંદ્રા—હા બેન તેજ સર્યુકાન્ત તથા બેન ચેતો સાવધાન

થાઓ, આનંદ તજી દો સમય બદલાયો છે મારો પાપી પતિ બદલાયો છે, અનિષ્ટ થવા બેઠું છે **એકનો ભ્રમ સર્વને ભારે પડશે**

આ શબ્દો શ્રવણ થતા સર્વ સાજનનો આનંદ શોકમાં બદલાઇ ગયો બહાર સર્વ આવેલા એકત્ર થયા ચંદ્રાએ સર્વ હકીકતથી વાકેફ કર્યા સર્યુને કાંઇ ન સુઝયું મોહિની મૂર્છાવશ બની શાન્ત કર્યું જાગતા બોલી ઉઠી પ્રભુ ! મે પ્રથમ ભવિષ્ય ભાખ્યું હતું !

સર્યુએ આ વખત નિર્થક ગુમાવવો ઠીક ન માન્યો પ્રજા, સૈનિકો તથા અન્યને શાત્વન આપી, દિલાસા આપી પોતાનો ધર્મ બજાવવાનું સમજાવી વિદાય કર્યા

ચંદ્રાને ધન્યવાદ આપી છેવટ સુધી લડતા રહેવા તથા મોહિનીનું પ્રાણાન્તે રક્ષણ કરવા ભલામણ કરી થોડા સમયમા લશ્કર વઇ આવવાનું વચન આપ્યું

બન્ને મિત્રો મસલત કરી પોતાના થોડા માણસ લઈ ચાલવા તત્પર થયા. ત્યા દુરથી ક્રૂર રાક્ષસ જેવો મૂળને આવતો દીઠો સમય વિચારી સર્યુએ ચાલતી પકડી પોતાની પ્રિયાને નજરથી જોઈ લીધી મોહીની આ પ્રસંગે મૂર્છાને પ્રાપ્ત બની હતી

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### વીર સેના

સર્યુની જીવન પરિક્ષા શરૂ થઇ મનના ઉલ્હાસ દબાયા,

મુઝાયો, પરંતુ હિંમત હાર્યો નહિ પોતાની કરેલી વસ્તુના બચાવ માટે, મેળાપ માટે અરે ક્ષત્રિધર્મના પાલન માટે ક્ષત્રિય લોહી ઝળકી ઉઠયુ સાહસ કરી મુળને હઠાવવા સામા થવા ઇચ્છા થઇ આવી પરંતુ જગદીશના અમુલ્ય શબ્દોનુ માન્ય રાખવુ પડ્યુ

જગદીશે તેને વાર્યો અજાનતાથી ગેરસમજ થએલાને સુધાર-વાની ફરજ જણાવી મિત્રોની સખ્યમા ઘટાડો કરવાનુ ઠીક નથી. તથા આમ આજુબાજુની સ્થિતિ વિચાર્યા વિના સાહસ કરવાથી જોખમ આવી પડશે તે સપુર્ણ સમજાવ્યુ છેવટે ખામોશ ખાઇ બન્ને મિત્રો પોતાના સૈનિકો સાથે માતૃભુમિ તરફ વિદાય થવા નીકળ્યા પુરનાટ ઘોડા દોડાવી મુકયા કોઇપણ સ્થળે વિશ્રામ ખાવાનું ઉચિત ન જણાયાથી માત્ર એકજ ધ્યેય રાખી પિતાને સાવચેત કરવા પુત્ર ચાલ્યો

મુળસિંહે સર્યુની પાછળ સેના દોડાવી તેનો નાશ કરવા જણાવ્યુ, પરંતુ અા સીધા હોવાથી સેનાનો સરદાર વિરતાને જાણી ગયો હતો, તેથી પોતાના રાજાના દુષ્કાર્યને વિસર્યો ને તે બાબત સર્યુને ચેતવણી આપી, પ્રપચી જાળને ઉઘાડી કરી

સર્યુ ખરેખરી પ્રપચ જાળમાથી બચ્યો પિતાના મેળાપ માટે તેનુ ચિત્ત આકુળ વ્યાકુળ થઇ રહ્યું હતુ, બે દિવસની મુસાફરી કર્યા બાદ સર્યુ પિતાના નગરમા આવ્યો

પિતાને જાણ થઇ, ઉમગથી સરદારો સહિત શુરો પિતા પરાક્રમી પુત્રને તથા અમુલ્ય મિત્ર રત્નને તેડવા કાજે આવ્યો પુત્રે માથુ નમાવ્યુ કદરદાન રાજાએ આશિષ દીધી તથા પુત્રના ગાલ ચુમ્યા, ને હૃદયથી તેના પરાક્રમના વખાણ કરવા લાગ્યો સર્યુએ પો-

તાના વિજયની કથની જણાવી તેમા જગદીશનુ બાહોશીપણુ તથા મિત્ર ભાવના સ્ફુટ કરી આપી

સર્યુએ કાઇ ઉતાવળીઆપણુ દાખવ્યુ પિતાને સ શય પડયો રાજનગરમા જઇ, રાજસભામા સર્વના દર્શન કર્યા બાદ જમી પરવારી એકાન્ત ભુવનમા પિતા, પુત્ર એકઠા થયા

જગદીશ સભામાથી છુટો પડી મ તાને મળવા ગયો કેટનાક દિવસે પ્રથમ પુત્ર વિયોગથી મળતી માતાએ પુત્રને સ્નેહાશ્રુ અર્પ્યા પુત્રની આખોમા અશ્રુધારા વહી સુશિલા તેના અશ્રુ શરમની મારી પ્રકટ ન કરી શકી જગદીશ વધુ વિલ બ ન કરતા રાજભુવનમા જવા નીકળ્યો જમવાનુ ત્યાજ હતું જમી રહ્યા બાદ કેટલાક મિત્રો મેળાપ મ ટે આવ્યા હતા, ત્યા બેઠા અનુભવેલી વાતચીત થઇ મિત્રો સર્યું કરતા પણ જગદીશને અધિક ચહાતા જગદીશ પાસેથી તેઓને ક ઇક વિશેષ જાણવા મળતુ, કેમકે સર્યુ રાજપુત્ર હતો જેથી તેને મર્યાદા જાળવવી પડતી

મિત્રો સાથે જલદીથી વાનથી પરવારી એકાતભુવનમા જ્યા પિતા પુત્ર બેઠા હતા ત્યા જગદીશ ગયો

સર્યુએ મયરાજને જણા યુ પિતા ' હવે વધુ વિલ બ કે આળસની જરૂર નથી પ્રપ ચજાળનો અ ત સમય છે, સર્વ રીતે કાળાનાગની માજી પથરાઇ છે આપને હવે ભરદરીઓ આવવાનો છે મધ્ય રાત્રી પછી પ્રાત થાય છે, તેમ હવે કાળાનાગની સર્વ યુક્તિઓ પ્રકાશમા આવી છે, પ્રજાનુ સુખ નિકટ છે. આપણા પરની આફતો દુર થવાનો પ્રસ ગ નીકટ આવી પહોચ્યો છે, જો તેમા ચુક કરીશુ તો

આપણી બાજી પલટાઇ જશે. સજડ થાપ ખાઇશુ કાળો ફાવી જશે, ને હાથ આવેલી સર્વ તક ગુમાવીશુ, માટે તૈયાર થાવ મિત્ર રાજ્યોને, તાબાના રાજ્યોને તરત સમાચાર આપો પ્રજા સમસ્તને તૈયાર કરો એકી સપાટે કાળાને તથા તેના પક્ષીઓને એવી થાપ આપો કે પુન ઉઠી શકે નહિ. તેને નમ્યાવિના ચાલે નહિ

જગદીશે પુરી વાત કહી. પિતા ! સર્યુબાઇનુ કહેવુ અક્ષરશ સત્ય છે આપણો ખાસ મદદનીશ યુવાન મુળસિંહ પલટયો છે હમે ભાગ્યબળે આપ સમક્ષ અત્યારે છીએ, નહિ તો અમારે શિરે મહાન આફત હતી

મહારાજે ગભરાઇ કહ્યુ જગદીશ ! શુ છે ? સર્યુ તમે કેમ મને જાણ કરતા અચકાયા ? મુળસિંહ પલટયો. જરૂર તેને મોટી ઓથ મળી ને રમકડુ રમતમા પડયુ અરે ! તારી સગાઇનુ શુ ?

' પિતા ! સગાઇ સગાઇએ છે **પ્રથમ રાજ્ય પછી રાજ્યરાણી** ! ' સર્યુએ ઉત્તર વાળ્યો

' મુળસિંહ કાળાનાગને મળી ગયો છે મોહિની, તેને સોપવા તત્પર થયો છે ચંદ્રાદેવીની હાબત કફોડી છે આપણીજ રાહ જોઇને બેઠા હશે વિલંબ ન કરો **સમય ચુકાયો પાછો નહિ મળે** ' જગદીશે કહ્યુ

મહરાજ —હા બાઇઓ ! કાલે સવારેજ દરેક મિત્ર રાજ્યો તથા ખડીઆઓને પત્રિકાઓ રવાના કરૂ છુ. કે પત્રો મળતા તરત સોનગઢ, તથા કાળાનાગના બહારવટા જંગલ તરફ કૂચ કરી; દુશ્મનોને ચોપાસથી ઘેરી વીર હાક વગાડવી વળી સરદારો તથા સૈનિકોની સાથે

તેમનુ સેનાપતીપણુ લેઈ હુ સોનગઢ તરફ પ્રયાણ કરીશ. સર્યુ ! તથા જગદીશ તમોને નવિન કાર્યપર રોકવા મારી ઉમેદ છે.

' પિતા ખૂશીથી દર્શાવો ' બન્ને બોલી ઊઠયા.

જુઓ, બહુ નુકસાન વેઠવાનુ નથી. પરતુ દુશ્મન જોઇને પણ હબકી જાય તેવી તૈયારી આપણે રાખવી જોઇએ. કાલેજ હુકમ બહાર પાડો કે રાજ્યના દરેક દરેક એકવીસ વર્ષના પુરૂષે કૂચ કરવાની છે માટે સોનગઢ તરફ પ્રયાણ કરવા સજ્જ રહેવુ ને તે ઉછળતી રાજ્ય ભક્ત, દેશભક્ત યુવક ટોળીના સેનાપતિનુ કામ તમારે કરવાનુ છે. જગદીશ ભાઇ ! તારાથી અમને ખુબ મદદ છે, તારા દષ્ટાતે સર્વ તૈયાર થશે, ને આપણી ફતેહ નીવડશે.

પિતાની આ યોજના પસદ પડી સર્વ નિર્ણય થઈ ગયો બાદ કેટલાક દિનના શ્રમિત હોવાથી તેઓ આરામ લેવા ઊઠયા પરતુ આરામ કોને માટે ? એક રાત્રીનો આરામ કહેવાય ખરો કે ? ચિતા તથા દુશ્મનોની વચ્ચે જીદગી ગુજારવી એ આરામ કહેવાય ખરો કે ? તેમના શરીરને આરામ હતો, પરતુ માનસિક કાર્યક્રમ ચાલુ હતો. તેમના જીવનનો આરામ એક સામટો હતો કાળાનાગના પરાજય વડેજ તેમને આરામ હતો તેમા વળી સોનગઢ નરપતિની અજ્ઞાનતા એ વધારો કર્યો સર્યુને એક રાજ્યચિતા તો બીજી ભવિષ્યની સ્નેહરા ણીની ત્યારે, જગદીશને, મિત્ર સેવા, રાજસેવા, દેશસેવાની હતી મલ્લરાજતેને રાજકારભાર શિરપર વડોરી રાજા તરીકેની સર્વ ચિતાઓ હતી

સવાર થતા રાજ્યમા વાજીત્રો વાગ્યાં કેટલાક સમયથી વાજીત્રોનુ વાગવુ બધ હતુ, કેમકે રાજપુત્રની ગેરહાજરી આજે વાજીત્રો

વાગતા સાંભળી આબાળ વૃદ્ધ સ્ત્રીપુરૂષોને અત્યંત હર્ષ થયો અજાણ રહેલા માણસોને પણ જાણ થઈ

દરબાર સમય થયો દરબાર ભરાઈ ગયો કે તરત મલ્લરાજ મહારાણાએ વર્તમાન સ્થિતિનું ટુંક બ્યાન કર્યું સરદારોના રૂધિર ઉશ્કેરાઈ ગયા રાજા, રાણા, ઠાકોરો ઉપર પત્રિકાઓ રવાના થઈ સૈનિક, સરદારોને જાણ કરવામાં આવી, સર્વ તૈયારજ હતા કેમકે કાળાનાગની સાથેની લડાઈઓ છુટી છવાઈ ચાલતી હતી પરંતુ આવું મહાયુદ્ધ પ્રથમ આવી લાગ્યું ને તે માટે વિલંબ હતો નહિ

બાદ મલ્લરાજે પ્રજાજનને કહેવા માંડયું મારી પ્રિય પ્રાણાત્મા પ્રજા ! તમને સર્વ હકીકતની માહિતી છે, તમારા વડે અમો છીએ, અમારો ધર્મ તમારૂં રક્ષણ કરવાનો છે પરંતુ તેમાં વિશેષ જોઈતી સામગ્રી પૂરી પાડવી તે તમારી ફરજ છે તેમાં વિશેષ હાનીની શંકા રાખતા મા ! છતાં કંઈ ખમવું પડે તો તે માટે તૈયાર રહેવુંજ જોઈએ તમારી મારા પ્રત્યે આંતરિક ભક્તિ હોય, મારા કરતા કાળાનાગમાં વિશેષ શ્રદ્ધા ન હોય, કાળો નાગ તમારો હિતકારક હોય, તમારામાં દેશભક્તિનું રક્ત વહી રહ્યું હોય જુલમગાર કાળાસિંહના હાથમાં જતી આ કુન્દનપુરી બચાવવી હોય, તમારા રાજાની સાત્વિક ભક્તિ વડે આપરૂ સાચવવી હોય તો તમો સર્વ પુખ્ત વયના પુરૂષો ક્ષત્રિયત્વ જાહેર કરો, ને અમારા સૈન્યમાં પ્રેમભાવથી તૈયાર થઈ અમારી સાથે ચાલો.

વિશેષ આ મારા કોમળ પણ તિક્ષ્ણ શૂરવિર બે યુવાન બાળકોની સોંપણી તમને કરૂં છું તેમને કાંઈ આંચ આવે તે તમને છે વિશેષ કહેતા હૃદય દ્રવવા લાગે છે

પ્રજાએ એકી અવાજે કબુલ રાખ્યુ દરબાર વિખરાયો સૈનિકો સરદારો નીકળી પડયા મલ્લરાજે આગેવાની લીધી ને શુરા મલ્લ જેના મલ્લરાજનુ સૈન્ય સોનગઢ તરફ વિદાય થયુ

બીજે દિવસે સવાર થતા પ્રજાકીય સૈન્ય યુવરાજ સર્યુની સરદારી હેઠળ તથા જગદીશની મિત્ર ફરજની કારકિર્દી હેઠળ રવાના થયુ

## પ્રકરણ ૭ મું

### મોહિનીની કસોટી '

આ તરફ સર્યુ મિત્ર સાથે પિતાના મેળાપ માટે સત્વર ગયો ત્યા જઇ પિતાને વાકેફ કરી સર્વ પ્રકારની તૈયારી કરી અને કુન્દનપુરીથી સૈન્ય નીકળી ચુકયુ

આમ કાળોનાગ જુલમ સાથે સર્યુના પંજામાથી છુટયા બાદ નુતન પ્રપંચ ગોઠવી મૂળસિંહના રાજ્યના ફનાફાતીયા કરવા, તથા નિર્દોષ કોમળાંગીરમા તથા મોહિની બન્ને રમણીઓના ઉપર દુખના ડુગરો નાખવાની જાળ પાથરી મૂળને પલટાવી, પાસમા લેવા પત્રથી વાકેફ થયુ ને તેમા મૂળ પલટાયો તે જાતના ચિન્હ જણાવા લાગ્યા

બહારવટાના બન્ને સરદારો વેશ બદલી સોનગઢના પાદરે રાજકુટુમ્બીઓના કુળદેવીના મંદીરમા પડાવ નાખી રહ્યા જાસુસો માર્ફત નવી નવી બાતમી મેળવતા

મૂળસિંહ, આવેલા શિકાર હાથથી છટકી જવાથી ધુવાપુવા થતો, ધમપછાડા મારતો, નિર્દોષના જીવનને છુંદતો ગમે ત્યાં પોતાનો ક્રોધાગ્નિ ઠાલવી ભભુકો ઉડાવે તોપણ તેને રોકવા કોઈ સમર્થ હતું નહિ માત્ર આખા રાજ્યમાં તેના નડે સૌભાગ્યવાન દુર્ભાગી ચંદ્રા એકલીજ હતી પરંતુ તેનું શું ગજું ?

ચંદ્રા, ગણીવાસમાં એક છંછેડાયલી નાગણની માફક પુરૂષત્વ ધારણ કરી, સતીત્વના પ્રભાવે સત્ય ને ન્યાયની ચુંદડી ચણીઓ પહેરી, સાવચેત રહી, પોતાની પુત્રી કરતાં વ્હાલી મોહીનીના શિયળનું તથા જાનનું સંરક્ષણ કરી રહી છે મૂળે કેટલા દાવપેચ કર્યા પરંતુ તે અધર્મી, તે દયાની મુર્તિ આગળ ફાવી શકયો નહિ **ક્યાં એક બાહુબળથી ઝુઝતા પાપાત્મા પુરૂષનો પ્રભાવ ને ક્યાં પત્નીવ્રત તથા કૌમાર્યવ્રતમાં અખંડિત બે સતી સ્ત્રીના તેજનો પ્રભાવ ?**

આવી સ્થિતિ સોનગઢમાં હતી મુળસિંહે મોહિનીને લાવવા ઘણી યુક્તિ પ્રયુક્તિ કરી પરંતુ ચંદ્રાના આગળ તે સર્વ નિષ્ફળ નીવડી હતી છેવટ બંનેના જાન ઉપર હુમલો કરવાનું તે દુર્મતિ, ખસી ગયેલી ડાગરીવાળા મુળસિંહે વિચાર્યું ને તે કામમાં જશ માગવા કુળદેવીની પ્રાર્થના કરવા જવા તત્પર થયો

મનુષ્ય દુષ્કાર્યમાં પણ દેવોની સહાય માગે તો શું દેવો તેઓને મદદ કરતા હશે ? એ માનનારાઓની ભૂલ છે, કેમકે દેવો ગાંડા નથી, ને તે અસંભવિત છે

મુળસિંહ આજે એકલો પગપાળે મંદિર તરફ વળ્યો સાયંકાળનો વખત હતો માતાજીના મંદિરે જઈ પ્રાર્થના કરી અંતરના

ઉભરા બહાર નીકળી પડયા તે મહારવટાના નાયકોના કર્ણે અથડાયા તેમને આગળથી ખબર મળવાથી પ્રસાદિનો વખત થતા જેમ પ્રસાદી-ના ભુખ્યા હાજર હોયછે તેમ બહારવટીયા ત્યા હાજર હતા. નજર ચુકવી મુળસિહ પાસે આવ્યા, ને તેને **ચિરંજીવ રહો** એમ આ-શીર્વાદ દીધો મુળસિહ ત્યા આવી ગયો ને તેઓને સાષ્ટાગ દડવત પ્રણામ કીધા કપટી કાળાચાર્યોએ એવો તો વેશધારણ કર્યો હતો કે ભોળા આત્માઓ તેઓને મહાયોગી કલ્પી શકે પરતુ ઉંડી નજરથી જોતા તેમની આખો તેમના સત્યરૂપનુ ભાન કરાવી આપતી હતી **'મનુષ્ય વા કોઇ પણ પ્રાણીનો અગત સ્વભાવ ઓળખ-વાનુ સરસ સાધન તેનાં નેત્રો છે "**

તેઓએ વાર્તામા મુળને નાખ્યો, અરસ્પરસ કેટલીક વાતચીત થઇ, મુળની સર્વ વાત તે જાણી ગયા હોય તેમ મુળને લાગ્યુ. ને તે ભોળો માણુસ પાપીના પાપ પિજરામા પુરાયો, તે તો તેમને અ-તર્યામી કલ્પવા લાગ્યો, બહુ વાર્તાલાપ થતા ને વચ્ચે વચ્ચે જણાઇ આવતા શબ્દોથી મુળે તેઓને ઓળખ્યા એટલે તો ભાવ વિશેષ વધ્યો ને દેવીએ તેઓને અહીજ હાજર ગખ્યા નહી હોય માગેલુ મો આગળજ મળે તેમ મારી અહોભાગ્ય માનવા લાગ્યો અતરથી પોતાની ભૂલોની માફી માગી ખુબ કરગર્યો, પસ્તાયો, ને એક લાચાર દાસી પોતાના શેઠને કાલાવાલા કરે તેમ કરવા લાગ્યો, કયા એક બુદ્ધિમાન નરરત્ન રાજેશ્વર ને કયા તેજ શરીરે ધારણ કરનાર અલ્પ સમયમા બદલાઇ ગયેલો ભોળો પતગ ! પાપી દિવડાની તેજ જ્યોતમા તે સજ્જડ ઝપડાયો, વાહ ! સમય એ તારી બલિહારી !

જેમ જેમ મુળ કાળાને વિનવવા લાગ્યો, તેમ તેમ તે અધિક અધિક ફુલાવા લાગ્યો તથા તેને કેવળ ગુલામની માફક સર્વ કબુલાતો કરાવવા લાગ્યો, મુળની સ્થિતિ અત્યારે દયાજનક હતી તે તો કાળાનાગને પરમાત્મા ને પોતાના ઇડરનેર કુળને તરાવનાર માનવા લાગ્યો કાળાએ ઉછળતા, ગધાપચ્ચીસીની ઠોકર નહિ ખાધેલા યુવક રાજાને નમાવ્યો રાજ્યની કુલ સત્તા હસ્ત જેવું કરી લીધું મોહિનીને સોપી દેવાની માગણી થઇ મુળ ગાડા માફક ખુબ ખુબ હસવા લાગ્યો ને હા તે કામ પ્રથમ કરી લેઇએ, એ તમોને મે સોપી દીધી છે લ્યો આ શ્રીફળ ' આજથી તમો મારા પૂજ્ય-બનેવી બનો છો ' ને મારી બેનની સુપરત તમને સોપુ છુ ' તે નિર્દોષ છે ભોળી છે ' ઘણી ખુબસુરત છે પરંતુ મારી દુષ્ટ રાણીના કાવત્રાથી તે ફસાણી છે ' બાળક છે ' તેને આંખ બતાવી કે ઠેકાણે આવી જશે ' તે અત્યારે રાણીવાસમા રાણીનો આશ્રય લઇ બેઠી છે માટે પ્રથમજ આપણે તે કાર્ય કરવાનું છે મહેલ પર હુમલો કરી ચંદ્રાને ઠાર કરી તેને ઉપાડી લાવવી પછી તમારાજ સ્થાનમા તેનો હસ્ત મેળાપ કરાવી આપીશ માટે તમો તમારા થોડા સરદારોને લઇ માગ બીજા સનિકોની મદદથી તે કામ પાર પાડી આપીશ

મહારાણા કાળસિંહ 'વિલબની ઘડી નથી વખત જાય છે, તૈયારી કરો આટઆટલુ કહેતા અવિશ્વાસ ન રાખો હજી પણ ખાતરી ન થતી હોય તો લ્યો આ મારા બાપ—દાદાનુ વચન આમ કહી મુળે કાળાને વચન આપ્યુ ત્યા તો હાસ્ય રસની સીમા ન રહી છુપા સૈનિકો પ્રગટ થયા, ને મુળસિંહની વાહ વાહ કહેવા લાગ્યા

જુલમે ભર સભામા કરેલા અપમાનનો બદલો વાળ્યો. કેમ મૂળરાજ સિંહ કે શિયાળ ?

ભાઈ શિયાળ ! જુલમ રાજ ! તમારાથી જુદો રહી કેટલો વખત ટકી શકુ ? પાપીઓની પ્રપચી જાળે મને ભોળવ્યો આખી પ્રજા ચદ્રા તથા મોહિનીને આધિન છે ચંદ્રાએ કોણ જાણે શુ જાદુની અસર પ્રજા ને સરદારો પર કરી છે કે તેના પડતા શબ્દને ઉઠાવી લેવા જાન સાટે પણ સર્વ તૈયાર છે તે વખતે પણ મને ચદ્રાએજ તમારી સામા બાથ ભીડાવી હતી મૂળે કહ્યુ

સાચુ છે મુળરાજ ! ત્યારેજ સમજશો હવે તો રાણી સાહેબ માટે ખાતરી થઈને ? પતી સર્વે સાથેના સબધથી પોતાના વ્હાલાના દુશ્મનને મદદ કરવા તમને કેમ ભલામણ ન કરે ? રાજન્ ! સત્ય છે પ્રથમ તે કટક કાઢી નાખવુ જોઈએ નહિ તો આપણા કાર્યની આડી ખીલી રૂપ તે થશે ને સમય વધુ લબાડશે પરતુ - મુળસિંહ ! સર્યુ હાથ આવેલો કેમ છટકી જવા પામ્યો ? જુલમે પ્રશ્ન કર્યો

તે સમય એવોજ હતો આવવા દો સરદાર તેના શુ ભાર છે ? તેને એકી સપાટે ધુળ ચાટતો કરી નાખીશુ. નિસાસો નાખી, મુળે કહ્યુ

કાળસિંહ હવે ચાલો મધ્યરાત્રીના તમે આવી જાઓ હુ સર્વ તૈયારી કરૂ આમ કરી તે છૂટો પડયો રાજમહેલમા જઈ પોતાના અંગત પહેરેગીરને ચેતવણી આપી મધ્યરાત્રી થતા કાળો તથા જુલમ પચાસ બહારવટીયા સાથે આવી પહોચ્યો. રાણીવાસમા સમીપ આવતા સંકેત મુજબ દરવાજા ઉઘડયા. જુલમ તથા બે સરદાર અદર દાખલ થયા મુળ પણ સાથે સામેલ થયો. શયનવાસમા આવતા-બે સુદર

યુવતીઓ અપ્સરાને પણ લજવાવે તેની જુલમની દૃષ્ટિએ પડી પાપી મુળ પોતાની પતિવ્રતા સ્ત્રી ને બેનની લાજ લુટાતી જોવા ઉત્સુક જણાયો હાય ! ધરા ! આ તે કોનો દોષ ? તેવાને ગળી કેમ જતી નથી ! ખળભળાટ થતા ચંદ્રા ઝબકી ચિંતાથી શ્રમિત હોવાથી તરતજ ગભરાતી ઉઠી સતેજ બની, તમંચો હાથ કર્યો અવાજ કર્યો, બે સગ્દાગ ગેરન્યા જુલમે સામો ઉત્તર વાળ્યો ચંદ્રા ગુપ્ત રસ્તે છટકી કોઈની જાણમા આ માર્ગ નહતો કેમકે આવા સંયોગોમા ચંદ્રાએ પોતાનો બચાવ થાય તે માટે તૈયાર કરાવ્યા હતો. ચંદ્રાએ નાસતા મોહિનીને એકલી જોઇ જુલમે મુળની મદદથી ઉપાડી તેણે બુમ મારી બહાર લાવતાજ પાલખીમા નાખી બહારવટીઆ ઉપાડી ચાલ્યા દુષ્ટ ભ્રાત જે બેનને ખેદાવસ્થામા જોતા ખેદીત થતો તે અત્યારે તેની કારમી ચીસ સાભળી આનંદીત બનતો હતો

આમ મોહીનીને ઉપાડી, કાળસિંહે પોતાના કેટલાક સરદારો સાથે દેવીના મંદિર તરફ પ્રયાણ કર્યું રાજમહેલમા ઘણો ગભરાટ ફેલાયો કેટલાક સરદારો દોડી આવ્યા ત્યા મુળની હાજરી જોઇ તરકટ જણાયુ પરંતુ આમ બહારવટીઆનો દેખાવ જોતા વિસ્મય પામ્યા કે કંઇ કાવત્રુ હોવુ જોઇએ

મોહિની અને ચંદ્રાનો શયનવાસ કકળી ઉઠયો હતો દાસીઓએ રડારોળ કરી મુકી કેટલાક રાજ્ય ભક્ત વફાદાર સરદારોને રાજાની અને દેશની લાગણી થઇ આવી, થથરાટ સાથે કંપ્યા આગળા કરડયા એકાએક ક્રોધાવેશમા આવી તડુકયા પરંતુ અત્યારના અવિચારી મુળને વધુ છેડેથી લાભ જણાયો નહિ એટલામા એક શબ તરફ નેત્રોની નજર વળી શબ તપાસતા દાસીનુ શબ જણાયુ

તેનો પતિ સરદાર હતો. ને તે રાજનિષ્ઠખરેખરો હતો તેણે પોતાની પત્નીનુ શબ દીઠુ મૂર્છા આવી વેરાગ્નિ પ્રજળી ઉઠયો પરતુ હાલમા ખામોશ ખાવાનુ ઉચિત જણાયુ

ચદ્રા. જુલમના સામસામી તમચાના માન્થી જુલમના અવાજે દાસી ભોગ થઈ પડી હતી તે ભલી દાસીનો આત્મા, મૃત્યુ દેહને તજી અમરધામ ગયો હતો

આમ રગમહેલનો રૂધીર મહેલ, અત્યારે ભયાનક ને ખાવા ધાય તેવો ભાસતો હતો રાજાને માથે માનશુકન ચિન્હો જણાયા મધ્યરાત્રી હતી

મુળે આવી સરદારોને પોતાના સ્થાનપર જવા જણાવ્યુ આ પ્રકારના મરણની હકીકત છુપી રાખવા સરદારોને દબાવ્યા તે શાત રહી તેનુ કહેવુ સર્વ રીતે સાભળી રહ્યા. સર્વ સર્વને સ્થાનકે ગયા

આમ મુળસિહે, નિર્દોષ શરીરને આ ફાની દુનીયાથી છુટુ કરાવ્યુ સરદારોની જાણમા સર્વ હકીકત આવી. પ્રાત થતા સાથ સબધીઓએ મળી દાસીના મૃત દેહને અગ્નિદાહ કર્યો તેના ઓચિતા મરણથી સર્વ આશ્ચર્ય પામ્યા. કેટલાક સત્ય હકીકત જાણતા હતા, છતા તે રાજાના ભયથી પ્રગટ કરી શકતા નહિ

દાસીને અગ્નિદાહ કરી સરદારો પોતાને ઘેર આવી ખુબ કલ્પાત કરવા લાગ્યા છેવટે દાસીના પતિએ મનને વારી પ્રજાપ્રિય માતારૂપ ચદ્રા, તથા મોહિની બેનની તપાસ કરવાનુ ઉચીત ધાર્યુ

તેને પ્રજામા કાઇ ન હતુ. તેથી ધર્મ બજાવવામા કેટલીક પડતી

સંસારિક ઉપાધિઓ હતી નહિ કોઇને બહારથી તેના વિચારોની ખબર ન પડે તેની કાળજી રાખતો

મહેલમાં જઇ કેટલીક ગુપ્ત વાતો સાંભળી લીધી ચંદ્રાદેવી ગુપ્ત માર્ગે નાસી ગયા છે, અને મોહિનીને જુલ્મી બહારવટીઆઓ ઉપાડી ગયા એ તેના સાંભળવામાં આવ્યું, કે તરતજ વિલંબ ન કરતાં ચંદ્રાદેવીની તપાસ કરી, તેના કાર્યમાં સહ મદદ થઇ મોહિનીના બચાવ માટે જવા તૈયાર થયો તેને ખાતરી હતી કે મૂળ અવિચારી બની અજ્ઞાનતામાં કંઇનું કંઈ વેતરી નાખશે ને તેના માઠાંફળ બિચારી નિર્દોષ પ્રજાને ભોગવવા પડશે વિ૦ ચંદ્રાદેવી પણ પોતાનો ક્ષત્રીય ધર્મ તથા સતી ધર્મને ન ચૂકતાં અનીતિ માર્ગને અટકાવવા પોતાનું બનતું કરવા ચૂકશે નહિ માટે કાળા પ્રત્યેનું વૈર વાળવા ચંદ્રાદેવીને મળવું સુલભ લાગ્યું ને તેની તપાસમાં ચાલ્યો

આમ જુલમ તથા તેનો રાણો રણવાસમાં પડેલી દાસીને ચંદ્ર રૂપી એક કાંટો દુર થયો માની આનંદ માનવા લાગ્યા પરંતુ સ્વાર્થી મદાંધ કાગડાઓને ક્યાં ખબર હતી કે જગતનો પાલક, અધર્મીઓનો નાશ કરવા, ધર્મીને બચાવી તેમની જાળો તોડી ધર્મને આગળ લાવી-મૂકે છે

કાળા તથા જુલમે મોહિનીને ખુબ રંજાડવા માંડી તેના કૌમાર્યવૃત્ત તથા સતીધર્મથી નિષ્ફળ બનીને છેવટે દશ દિનની મુદત આપી, તેના શિરચ્છેદનો ભય આપી, એક અંધારી કોટડીમાં મૂળની મર્લાદથી પૂરવામાં આવી ત્યાં મુળના તરફથી તેને અન્ન પાણીની જોગવાઇ થતી હતી

રાજા કે દુશ્મન પણ કેદી કે પોતાના વેરીનુ વેર વાળવા કેદી અવસ્થામા મનુષ્ય નાખે છે છતાં તેના પેટની તો પૂરી તપાસ રાખવામાં આવે છે મનુષ્યને પેટ ભરવાનુ મળ્યુ કે બસ કેમકે ખોરાક મળવાથી મનુષ્ય શિક્ષા ખમવા લાયક રહે છે ને તેને પૂરેપૂરી શિક્ષાની અસર લાગે છે પરતુ મોહિનીને પોતાના રાક્ષસી ભ્રાત તરફથી આવતો ખોરાક નર્ક રૂપ થઇ પડયો. ને તે તેનો ઇન્કાર કરતી હતી આપવા છતા તે અન્ન પાણી સિવાય ભૂખથી પીડાતી અધારી કોટડીમા પ્રારબ્ધવશાત પોતાની જીદગીના દુખોમા છેલ્લુ દુખ ખરેખરી ધર્મ કસોટી, પ્રેમ કસોટી ને નજરે નિહાળી અનુભવી રહી હતી

મોહિની દુર્બળ બની ગઇ હતી તેની વિચારશક્તિ સુન્ય બની જ્ઞાનેન્દ્રિય શિથીલ બની માત્ર પુતળા માફક માડારૂપ પડી રહેતી, કેટલીક વખત ઉઠી બેઠી થતી કઇ યાદ આવતા શીર કુટતી અશ્રુ ધારા તો રાત્રિદિન ચાલુ જ, કરતી અશ્રુ પણ ખુટી ગયા હતા, કોઇ કોઇ વખત ઓ મા ! પિતા ! સર્યુ પ્યારા ! અરે વ્હાલા માતૃ-રૂપ ચદ્રા ભાભી ! તમો કયા ? ચદ્રાદેવી તમારૂ શુ થયુ હશે ? અરેરે ! ઓ પાપી ભ્રાતા ! તને આ શુ સુઝયુ ! કેવળ નિર્દય બન્યો ' જા તને શ્રાપ દેઉં છુ કે તારૂ ભલુ નહિ થાય દુષ્ટ કાળા તારો નિર્વંશ જઇ તુ કુતરા પેઠે તરફડતો મરશે ! આમ લવારા કરી હૃદયો-દ્ગાર કાઢતી.

કાળા તરફથી દરરોજ જુલમ આવી તેને સમજાવવા પ્રયત્ન કરતો પણ તે છેવટ ઉપરના શબ્દો સાભળી નિરાશ થઇ પાછો જતો આ

બધુ જોતા તેને મોહિનીના શરીરની સ્થિતિને માટે શંકા પડી, તેમા તે ખુશ થતો હતો

મોહિનીને આ સ્થિતિમા મુકે સાત દિન થયા હતા એક રાત્રીએ ત્યા કાળાના કહેવાથી મૂળ સમજાવવા આવ્યો મૂળને દેખતા દુર્બળ થઇ પડેલી છંછેડાયલી સિંહણ માફક મોહિની તરાપ મારી, બારી પાસે આવી મુળને એક શબ્દ પણ બોલવા ન દેતા પોકાર કરવા લાગી

ઓ નિર્દય ! ઓ ચંડાળ ! કુલાંગાર કાગડા ! કાંઇ ચેત દયા લાવ તારો અંતકાળ પાસે આવ્યો લાગે છે, તારા માટે શુ કહુ ? એક વખત મને આમાથી છુટી કર. પછી સ્ત્રી હોવા છતા, નાની બેન રૂપ હોવા છતા, તારા નિચ કૃત્યને માટે સતીઓને રંજાડવાના તારા અધમ કામ માટે તારુ શિર ફોડી તને રામશરણ કરૂ

આ શબ્દો મુળથી ન સંભળાયા મોહિનીને ક્રોધ વેળા આ રૂપમા દીઠી નહતી જેથી તે ચમક્યો ને ત્યાથી મુઠીઓ વાળી પલાયન કરી નાઠો

આ સર્વ હકીકતની છુપી રીતે આખા નગરમાં જાણ થઇ પ્રજા ઉકળવા લાગી ને શુ કરવુ, તે માટે ઇલાજો શોધતી હતી



# પ્રકરણ ૮ મું.

આમ મોહિનીની સ્થિતિ જોતા ગમે તેવા કઠણ કાળજાના મનુષ્યને દયા આવે એ ચિતાર લાગતો હવે વાચક ' આપણે ચદ્રાના કાર્યનુ નિરીક્ષણ કરીશુ

ચદ્રા ગુપ્ત માર્ગે નીકળી નાઠી રાત્રીના બે વાગતાના આશરે નગર બહાર નદીના તટ ઉપર આવી ચાદની હતી તેથી સૃષ્ટિ સૌન્દર્ય જોતા ગમે તેવા ગમગીન બરેલાને શાતિ પ્રાપ્ત થાય, પરતુ ચદ્રાની ગમગીની દુર થવા ન પામી તેનુ મગજ અત્યારે અસ્થિર હતુ તે પ્રતાપે સર્વ ઇન્દ્રિયો કઈ કઈ તર્ક વિતર્ક દોડાવતી હતી એક તો સ્ત્રી અને તેમા આવી પડેલી ચોમેરની આફત છતા તેથી ન ડગતા તેણે ઉપાયો યોજવા માડયા—એક પથર પર બેસી વિચારોની હાર-માળા ફેરવવી શરૂ કરી તેને જોતા અત્યારે યોગિની રૂપ લાગતી હતી ગમે તેવુ પ્રાણી પોતાના ઉપર આવી પડેલી આફત તે વખતે દુર કરવા માટે પોતાથી બનતુ કરવામા ચુકતુ નથી પોતાની સર્વશકિત અજમાવવા મચેછે ને ઇશ્વર તેની દાદ ફરીઆદ સાભળી, જરૂર તેને સાહ્ય કરે છે

બહુ બહુ વિચાર કરતા ચદ્રાએ છેવટ નિશ્ચય કર્યો કે પુરૂષ વેષે કોઇ ઓળખી ન શકે તેવી રીતે નગરમા રહેવુ ત્યા બધી સરદારો તથા નગ જનોની સાથે મમત્રત ચલાવવી અને સર્વ ન સત્ય હકીકતથી વાકેફ

ફરી તૈયાર કરવા ત્યાં રહી મૂળ, કાળીનાગ, મોટીની સર્વની તપાસ થશે, અને વફાદાર સરદારોની મદદથી પ્રપંચીઓની પ્રપંચજાળ તોડી શકાશે. સાથે સાથે સર્યુની પણ તપાસ થશે ધારવા પ્રમાણે સર્યુ થોડા સમયમાં પિતા સાથે પોતાના સૈન્યને લઇ સોનગઢ આવશે તે વિશ્વાસઘાતી તો નહિજ બને અને પણ બિચારી નિર્દોષ એનનું શું ? તે કેમ દેહ ટકાવી શકશે ?

આમ વિચારોમાં ને વિચારોમાં પ્રાત:કાળ થવા આવ્યો, કે તરત ગામના પાદરે પોતાના બાગમાં જઇ માળીને ચેતવ્યો આપણે જાણી ગયા તેમ સાગ નગરમાં મૂળના પલટાવાની જાણ થઇ ચૂકી હતી અને ચંદ્રાને તન, મન ને ધનથી મદદ કરવા પ્રજા તેમજ સરદારો તત્પર હતા ચંદ્રાએ પ્રજા પ્યાર પહેલેથીજ મેળવ્યો હતો. પ્રજામાં વૃદ્ધ માણસ પણ ચંદ્રાને રાજમાતા સમાન માનતા આથી માળીએ તરતજ ચંદ્રાના કહેવા મુજબની તૈયારી કરી

તેણે ચંદ્રાને માટે સુશોભિત, ક્ષત્રિયને છાજતો પોશાક આણી આપ્યો હવે ચંદ્રાએ સ્રીતન તજી બરોબર આબેહુબ પુરૂષ વેષ ધારણ કર્યો તેને જોઇ કોઇ પણ ઓળખી શકે નહિ

આની ખાત્રી કરી ચંદ્રાએ નગરમાં પ્રવેશ કર્યો. સર્વ કોઇ તેને માન આપતું દરેકે દરેક વફાદાર સરદારોને ત્યાં જઇ મુલાકાત લીધી. અને મેળવી લીવા સાથે જણાવ્યુ કે, સર્યુસિંહ ચડી આવે, આપણે બધાએ છેવટના અણી પ્રસંગે તેને મળી જઇ કાળાનો સંપૂર્ણ પરાજય કરવો આમાં સર્વ સંમત થયા કેમકે સર્યુને કે મૂળને કોઇને આંચ આવે તેમ ન હતું પરંતુ ભાવિ કોને ખબર છે ? આમ

મરદાગ વર્ગ મૈનિકોની સપૂર્ણ સહાનુભુતિ મેળવી લઈ બે દિનમા પોતાનુ કામ પાર પાડ્યુ સરદારોને આમા જરા પણ ધર્મને આચ આવતી જણાઇ નહિ મુળસિહના સૈન્યને સર્વ સામે લડવાનુ હતુ, છતા કાળાનો પરાજય એ સર્વ રીતે યોગ્યજ હતો ને તેથી મુળ છેવટે ઠેકાણે આવશે, એમ સૌ કોઇની ખાતરી હતી

આ કાર્ય પાર પાડ્યુ, તે દર્મિયાન તેણે મુળના, કાળાના કાવત્રાની સવ જાણ થઈ પોતાની પ્રિય દાસીએ પોતાના બચાવમા જાન અર્પણ કર્યાના સમાચારથી તેને હર્ષ સાથે, શોક થયો સરદારોની મુલાકાતમા પ્રિય દાસિના પતિની મુલાકાત પણ થઇ, તે હવે ચદ્રા સાથેજ રહેવા લાગ્યો તે ચદ્રાના વખાણ કરતો અને ચદ્રના કાર્ય તથા શબ્દો પ્રત્યે વિશ્વાસ ઉપજાવે એવા કામ કરવા લાગ્યો ચદ્રાના મુળ રૂપની કોઇને જાણ થતી નહિ ચદ્રાએ ચદ્રસિહ નામ ધરાવ્યુ હતુ જેથી સર્વ તેને ચદ્રસિહ નામથી ઓળખતા તેણે પોતાના નગર વગેરે જન્મભૂમિની ઓળખ આપતા જણાવતા કે મને મુળસિહના શ્વસુર ભુપસિંહે મુળના રાજ્યમા તોફાન જાગવાથી તેમના સરદારોને એકત્ર કરવા ન મદદ કરવા તથા પોતાના રાજાને સપૂર્ણ વફાદાર રહેવાનુ સમજાવવા અર્થે મોકલ્યો છે આથી સર્વને વિશ્વાસ પડ્યો ને બે ચાર દિનમા સર્વ તેને સમત થયા

મોહિનીના સમાચાર તેને મળતા વજ્રાઘાત થયો, ને જમીનપર પટકાઇ, કેટલાકને આશ્ચર્ય થયુ પરતુ થોડા સમયમા જાગૃત થતા ઉત્તર વાળ્યો કે અરેરે ! બીચારી નિર્દોષ સુખમા ઉછરેલી બાળાને આ શુ દુખ જોવાનુ આવ્યુ ? ભાઇ, તે કેવો મુર્ખો ? અરે ! તે હજી

ટકાની રહી છે? આમ ફિટ્કાર પ્રગટ કરી તેના વામની, ખોગકની, વર્તણુકની સર્વ તપાસ કરી તેની વર્તણુકથી તેને ઘણો ખેદ થયો, પણ તે દમાની દઇ હર્ષ પ્રકટ કર્યો કે વાહ! શુરી ક્ષત્રિયાણી પિતાના નામને તે ઠીક ઉજ્વળ કર્યું? પ્રભુ! તારી ટેક જાળવો''

આમ ચાર દીવસ વીત્યા પાચમા દિવસે સવાર થતા તેને મહારાજ તરફના સમાચાર મળ્યા, કે આજુ બાજુના રાજાઓ મિત્ર રાજાઓ, ખડીઆઓ, ઠાકોરો વગેરે પોતાના સૈન્ય સાથે સોનગઢ તરફ નીકળી ચુકયા છે મહારાજ તથા સગ્રુંસિંહ પણ સેનાધિપતી પણ સ્વીકારી આ તરફ ઉપડી ચૂકયા છે ચદ્રાને આ સમાચાર સાભળતા આનદ થયો ત હર્ષથી ઝલકાવા લાગી પરતુ સાથે વિચાર થયો કે ખરેખર સોનગઢની પ્રજા' તારે માથે પણ મહાન જવાબદારી છે તારૂ પાણી બતાવવાનો આ સરસ પ્રસગ આવી લાગ્યો છે, ચાલ કાલથી પ્રજાને તૈયાર કરૂ તેને પણ આ મહાન યુદ્ધમા સામેલ કરી તેની મઝા બતાવુ અને ખરેખરી રાજભકિત, દેશભકિતના મત્રો સમજાવુ

આમ સોનગઢમા ચળવળ ચાલી રહી છે આ બધા ચદ્રસિહની પ્રવૃત્તિના સમાચાર મુળના કાને પડતા તેને આનદ થયો સસરા પર મમતા થઇ ને તેણે ચદ્રસિહને બોલાવી મોટા મોટા શિરપાવ આપ્યા, ને વિશેષ આપવાના વચન આપ્યા આથી (ચદ્રા) ચદ્રસિહ બિલકુલ નિશ્ચિત થયો ભય વાદળી દુર થયું હવે બીજે દિવસે પ્રજાની જાણમા ઢઢેરો પીટાવ્યો પ્રજાના ટોળે ટોળા એકત્ર થવા માડયા

મુળસિહ નિવૃત હતો માત્ર કઈ કઈ રાજકાર્યમા નજર આપતો ચદ્રા, મોહિનીની તપાસ બિલકુલ કરતો નહતો માત્ર ભયના માર્યા ચદ્રાની તપાસ કરવા કેટલાક સરદારને મોકલ્યા હતા.

પરંતુ તેઓએ તરતજ સમાચાર આપ્યા હતા, કે તે તો ક્રોધની મારી નદીમાં પડી ગ્વધામ પહોંચી ગઇ છે આથી મુળને શાંતિ વળી કાળો તથા જુલમ હવે ગજમાજ પ્રગટ રીતે રહેતા હતા બહારવટીયાઓ સોનગઢની પાસેના જંગલમાં શાંતપણે પડયા રહી આળસુ બની ગયા હતા કાળાને કે મુળાને મગરાજ તરફનો કંઇ ભય હતો નહિ તેઓ બસ મોહિનીને વશ કરવામાં પ્રમાદી બન્યા હતા છતાં મગરાજ ચડી આવે, તો તેની તૈયારી સર્વ પ્રકારે છે તેમ ચંદ્રસિંહના કાર્યથી તથા બીજા સરદારોના હાજી હા પણાથી માની રહ્યા હતા સોનગઢમાં તો ઘેર ઘેર લડાઇની વાતો ચાલતી હતી પ્રજામાં, અધિકારીમાં સર્વસ્વ તેની ચર્ચા થતી અને ધર્મ માટે આનંદ થતો હતો. રાજા તો આળસુ બની મદ્યપાનમાં મશગુલ રહેતો હતો રાજસભા તો, આનંદ સભા બની હતી

આમ ચંદ્રાને છટકે, અથવા મોહીનીના દશ દિવસની મુદતને આજ પાંચ દિવસ વિત્યા પ્રજાના નેતાઓએ યુવકોને તૈયાર કર્યા શારીરિક શક્તિ ધરાવનારી એક ટુકડી તૈયાર કરીને તેમને સમજાવ્યું કે આપણે છુપી રીતે એકત્ર રહેવું સૈન્યની એક તરફ ઉભા રહી યુદ્ધનો રંગ જોયા કરવો. બાદ અણીના પ્રસંગે કાળાનાગને પુરો કરવા પ્રગટ થઇ પોતાનું અંગ બતાવવું નિશાની તરીકે દરેકે ભગવા વસ્ત્ર અને ભગવો ઝુંડો રાખવા નક્કી થયું

ચંદ્રસિંહે આ દેશ વીરોની ટુકડીનું અધ્યક્ષપણું સ્વીકાર્યું. સ્ત્રી હોઇ ખરેખરી બહાદુરી ભર્યું કાર્ય કરવા, પોતાની વીર પ્રજાના શૂરા ઝળહળતા યુવાનોને તૈયાર કરી અણીના પ્રસંગે ધર્મનો જય થવા તથા જુલમીઓનો નાશ કરી સર્વત્ર શાંતિ પ્રસરાવવા રાજલક્ષ્મી મહારાણી

**ચંદ્રાદેવી** તૈયાર થઇ તેણે પ્રજામાં રાજભક્તિના બીજ તો ગણીપદે રહી પ્રજામાં દાખલ કર્યાં હતાં પરંતુ આ પ્રસંગ દેશભક્તિ તથા પોતાનો દેશ કાળાનાગ જેવાના હાથ જાય અને મહારાજ જેવા મહારાણાને માથે ભય વાદળ આવી પડે, તે અર્થે અરે ! પોતાના શિયળ અને સૌભાગ્યાર્થે પ્રજાને સંપૂર્ણ ચેતાવી, સમજાવી શૌર્યત્વ બતાવવા શરૂ જોઇ તેનાથી 'કાળાનો રાજભુવન પ્રવેશ, તથા મુળને રમકડા માફક નચાવી પ્રજાને નાણે થતો એશઆરામ જોઇ શકાતો નહતો કાળા તથા તેના માથીઓનું કાસળ કાઢવા સર્વ રાજાઓ, સોનગઢ રાણી, સરદારો, તથા પ્રજા એકી સાથે તત્પર હતા

આજ મોહિનીને કેદ કર્યાનો સાતમો દિવસ હતો મૂળ જે રાત્રે મોહિનીને કાળાના ભભેર્યાથી સમજાવવા ગયો તેજ રાત્રે આખી પ્રજા તથા સરદારો એકત્ર થયા હતા આબાળ વૃદ્ધ સર્વ મળ્યા હતા મૂળને આ સમાચાર મળ્યા હતા ને તેથી ખુશ થયો હતો, કે વાહ ચંદ્ર ! તેં મારા કાર્યને કેટલું સરળ કર્યું છે ! આ પ્રસંગે જીત થશે, તો ભુપસિંહ રાણા પાસે તને ન જવા દેતા મારા રાજ્યમાં સર્વ શિરોમણી સરદાર સ્થાપી તારી ફરજની કિંમત આંકીશ મૂળસિંહ તથા કાળાને બહાનટીઆ માર્ફત સમાચાર મળી ચૂક્યા હતા, કે મહારાજ પોતાના સૈન્ય સાથે સોનગઢ તરફ નીકળી ચૂક્યો છે, અને સર્યુના થયેલા અપમાનનો બદલો વાળવા જોસબંધ સૈન્ય ધસી આવે છે આ સમાચાર મળતા ' **સવારે તજવીજ થશે** ' એ પ્રકારે સમાધાન કરી શાંતિ પકડી હતી પરંતુ મોહિનીના આજના ઉગ્રરૂપે મૂળને ગભરાવી નાખ્યો હતો તેનું મગજ ચગડોળે ચઢ્યું હતું તે ચિંતા સાગરમાં ડુબ્યો હતો નિંદ્રાએ તેની સાથે અજે રીસામણું, પસંદ કર્યું

*

પ્રજા, સરદારો સર્વની આજની મેદની જુદા આનંદ સાથે ચમત્કાર દર્શાવતી હતી સોનગઢ રાજ્યમા કોઈ પ્રસંગે નહિ બનેલ બનાવ આજ સર્વની આંખોને આનંદ આપતો હતો. શાન્તિએ તો ત્યા પ્રથમ સ્થાન લીધુ હતુ તો પછી બીજાની શુ ખામી હોય ? સમય થતા ચંદ્રસિંહ કેટલાક સરદારો સાથે સભા મંડપમા આવ્યો મધ્ય ભાગમા આવતા સર્વેએ તેને માન આપ્યુ પર રાજ્યના એક સરદારને આટલુ માન મળતુ જોઈ કેટલાકને દ્વેષ પેદા થયો, પરંતુ કદરદાન પ્રજા તથા કેટલાક સરદારોએ તો કોઈની સ્પર્ધા કરવાનુ પસંદ કર્યું સર્વ રીતે શાંતિ પથરાયા પછી એક મેક એક બીજા સાથે ચંદ્રસિંહને જોઈ વાર્તાલાપ કરવો શરૂ કર્યો કેટલાક તેના કાર્યમા, ગુણમા મોહ પામ્યા અને સ્ત્રીઓમાથી તો તેના સૌન્દર્ય માટેજ વખાણ થતા સંભળાવા લાગ્યા એક વૃદ્ધ ડોસી ઓચિંતી બોલી ઉઠી અરે ! આ તો કોઈ સ્વર્ગમાથી ઉતરી આવેલ દેવ સમાન લાગે છે પરંતુ મને શંકા રહે છે કે આ માણુસ તો કોઈ પુરૂષ છે કે સ્ત્રી ? માન ન માન પણ સ્ત્રીજ જણાય છે ને તે બીજુ કોઈ નહી પણ **ચંદ્રાઆ** વિના બીજા કોઈની આટલી હિંમત પહોચે નહિ. જોને ! તેની બેસવાની છટા ! આ વાત કરનાર ડોસી એક સરદારની મા હતી અને તેનો આવર જાવર રાજભુવનમા વધારે હતો. જે ચંદ્રા ઉપર ખૂબ પ્યાર રાખતી અને ચંદ્રાના તેના પ્રત્યે માતા જેટલો સ્નેહ હતો

આજની સભામા કોઈ, ખાસ કારણ વિનાના મનુષ્ય સિવાય સર્વની હાજરી હતી સ્ત્રીઓ તો આજ શુ કાર્ય થાય છે તે જાણુવા એકદમ ઉત્સુક હતી યુવાનોના આનંદની પરિસીમા ન હતી વૃદ્ધોમા

તો કેટલાક મશ્કરી કરતા, તો કેટલાક પેલાઓને રાંકી આ કાર્યની પ્રશંશા કરતા હતા '**વૃદ્ધોમાં એક સ્વભાવ એવો હોય છે કે કોઈ પ્રસંગે ન બનેલો બનાવ જોવામાં આવતા તે પ્રસંગ પ્રત્યક્ષ નિહાળવા છતા તેને અમાન્ય કરે છે** '

ચદ્રાએ આજે અવનવો પોશાક ધારણ કર્યો હતો પુરૂષ વેષે હોવા છતા સ્ત્રીપણુ જાહેર થઇ જાય, એમા શકાસ્પદ નહતુ એટલે પેલી ડોસીને જે શકા ઉત્પન્ન થઇ હતી તેવી સભામાના ઘણા સ્ત્રી પુરૂષોને થઇ અને ચદ્રાના અગત પરિચયમા આવેલા સર્વ કોઇની ખાતરી થઈ કે જરૂર આ ચદ્રા઼ની સિવાય બીજુ કોઈ અન્ય ન હોય ' નહિ તો થોડા વખતમા આટલી તયારી કરી, સોનગઢ તથા સોનગઢ નરેશની ફીકર રાખવાની બીજાને શી પડી છે ? વળી તેના સભાષણમા કેટલીક વખત રાજરાણીની છાયા પ્રગટ થઇ જાય છે આટલા દિવસ તેને કોઇ ઓળખી શક્યુ નહતુ ' પરતુ આજ ચદ્રાએ જાણીનેજ પ્રજાને ઓળખ આપવા ખાતર તથા પોતાના કાર્યમા વિશ્વાસ ઉપજે, સર્વ રીતે મદદ આપવામા પાછી પાની ન થાય તે માટે આ રૂપ ધારણ કર્યું હતુ

પ્રજાની વિશેષ આતુરતા જોઇ ચદ્રા—ચદ્રસિંહે પોતાનુ કાર્ય શરૂ કર્યુ અને કહેવા માડ્યુ

**વ્હાલા આત્મરૂપ સરદારો** ' અને મારા **પ્રિય પ્રજાજનો** ' આજે તમને હુ મારા શબ્દથી સબોધુ છુ તેનુ કારણ એજ કે હું મારા સાત દિનના પરિચયમા સર્વને મારા તરીકે ઓળખુ છુ ' આ શબ્દથી શકા પામેલાની શકાનુ કઇક સમાધાન થવા લાગ્યુ આપણુ સર્વ રકથી રાય સુધીના આજે એકત્ર થયા છીએ, તેનુ પ્રયોજન

આપ સર્વની જાણમા છે, અને મે પૃથક્ પૃથક્ સવને સમજાવ્યુ છે આ પ્રસગે સોનગઢ મહાન ગભીર પ્રપચી આફતમા ઘેરાયલુ છે બહારવટીઆ સરદાર કાળાનાગની વિષ જાળમા યુવાન રાણા ફસાઇ પડયો છે કાળાએ આપણુને કષ્ટ દેવામા કશી બાકી રાખી નથી છતા રાણાએ તે બધુ વિસારી તેનો આશ્રય લીધો છે, (આપ્યો છે,) ભયકર ભુજગ રૂપ કાળોનાગ અત્યારે તમારા રાજમહેલોમા એશ-આરામ ભોગવી રાણાને મરકટ સમાન નચાવી રહ્યો છે તથા તેનો જુલ્મી જુલમ સરદાર તથા બહારવટીઆઓ પડયા પડયા સોનગઢ નરેશના પ્રતાપે મોજ માણે છે રાણીનો પત્તો નથી 'આખમા ઝળ ઝળીઆ આવ્યા, 'જેવી પ્રજા પણ એકદમ ખેદમા પડી મોહિની બેન ! ત્હારી શુ દશા' તેને બિચારીને પશુ માફક પિજરમા પૂરી સતાવવામા દુષ્ટોએ પાછી પાની કરી નથી 'આ શબ્દ બોલતા કેટલોક ગરબડાટ થયો ને રાજા પ્રયનો તિરસ્કાર જણાયો પરતુ ચદ્રાને તેની ક્યા દરકાર હતી ' તેમા મહારાણાનો દોષ નથી. પરતુ કાળાનાગને તેની સાથે લગ્ન કરવાની મરજી હોવાથી તે તેને આમ નિર્દયપણે કચરી નખાવે છે અરે ! લગ્ન તે કમનના થતા હશે ? આ સ્થિતિ આપણા રાજ્યની છે તે ધ્યાનપર ન લેઇએ તોપણ એક મહાન ભયની ચિતા કરવી જરૂરની છે અને તે માટે ચિતા કરી તેને માટે જોઇતા ઉપાયો યોજવાની આવશકયતા છે તે એજ કે મૂળસિહે કરેલા કુન્દનપુરી યુવરાજ સર્યુસિહના અપમાનનો બદલો લેવા મયુરાજનુ સૈન્ય તાબાના રાણા, રાજાઓ સાથે સોનગઢ ઉપર વેર લેવા ઉપડી ચુક્યુ છે એક તો મૂળની સાથેનુ વેર, ને તેમા રાણા મયુરાજનો પિતરાઇ ભાઇ દુષ્ટ કાળો, જે તેમના રાજ્યને હમેશ ભય

છે તથા મલ્લરાજની ગાદી લેવા તલપાપડ થઇ રહ્યો છે તેને આશ્રય આપી મુળસિંહ ઉપર પુર્ણ ક્રોધ સળગાવેલો છે એટલે મલ્લરાજે તો એક કાંકરે બે પક્ષી મારવાનું ઇચ્છ્યું છે

આમ સોનગઢ ઉપર આફત આવી પડવા છતાં મુળસિંહની આંખો ઉઘડી નથી પરંતુ વફાદાર સૈન્ય અને સરદારો તો તૈયારી કરી રહેલા છે એટલે વાધા રૂપ નથી છતાં જેયમ મલ્લરાજે પોતાની પ્રજાની મદદ માગવી પણ નથી મૂકી, ત્યમ તમો પ્રજાજને પણ આ પ્રસંગે તમારા રાજ્યને મદદ આપી રાજ્ય ભક્તિ બતાવી આપવાનું ભુલવા જેવું નથી

જો જો મળસિંહને લગાર પણ આંચ ન આવે સરદારોને એજ કહુંછું કે પાપીઓનું કાસળ કાઢનારા કુન્દનપુરીના સૈન્યને ન ભૂલતાં પરંતુ કાળાને તો હરાવવોજ-અરે ! પુરો કરવો

પ્રજાજનો ! તમને મારે અધિક કહેવાનું છે રાજા અણસમજમાં પડી ગયો હોય, છતાં તે તમારો રાજા છે, ઠોકર વાગે જરૂર ઠેકાણે આવશે પરંતુ તે છેવટ અંધ બની દુષ્ટ કાળાને મદદ માટે હદપાર જતો હોય, તો તેને પણ તમારે જતો કરી, સત્ય તરફ ઢળી પડી રાજાને સમજાવવા તક આપવી

તમારી ફરજ રાજ કરતાં દેશ પ્રત્યની વિશેષ છે રાણા મુળસિંહની સાથે જો પાપી કાળો છટકવા પામ્યો તો તમારે ઘણો વખત દુઃખ ભોગવવાનું સરજાયું સમજવું અને પછી દેશની મહા માઠી હાલત સમજવી, માટે તમો પણ અણીને પ્રસંગે હિંમત બતાવવામાં પાછી પાની કરતા મા ! અને મારા માર્ગને અનુસરજો

પ્રજાજનમાંથી આનંદસુચક અવાજો પ્રગટ થયા અને બીજે દિવસે નિશ્ચય પ્રમાણે પ્રજાના યુવક સૈન્યની સરદારી માટે ચંદ્રસિંહને નિમંત્રણ થયુ

સરદારો વેરાયા તેઓ તો રાજાના હુકમથી મહારાજના સૈન્ય સામા લડવા તૈયારજ હતા પરંતુ પ્રજાજનોએ શુ કરવુ, કેવી રીતે કામ લેવુ તે નિર્ણય કરવાનુ બીજે દિને નક્કી થયુ

આજના કાર્યની હકીકત મુળ તથા કાળાને કર્ણે પડી મુળને આનંદ થયો, સાથે કંઇ ગુસ્સો પણ થયો પરંતુ કાળાનાગને તો ખૂબ ક્રોધ વ્યાપ્યો ને પોતાની વિષય લ્હેરમાં ફસાવી, તે મગજના ફાટેલા ચંદ્રસિંહને તરતજ ઠાર કરવાનો નિશ્ચય કરી બેઠો

કાર્ય પૂરૂ થયા પછી મળેલા સરદારો સાથે ચંદ્રસિંહ સ્થાનકે જવા નીકળ્યો પ્રજાના અર્ધા ભાગને ચંદ્રાદેવી હોવાની ખાતરી થઇ અને આજના જાહેર પ્રસંગથી તેને માથે મહા જોખમ આવી પડશે એમ જણાયુ તેથી તેની સમાળ રાખી, તેનો દેહ સહીસલામત રહે તે માટે સપૂર્ણ જોગવાઇ થઇ ગઇ મુળ તથા કાળાને પણ ચંદ્રાદેવીજ ચંદ્રસિંહ રૂપે છે એવી ખબર મળી, પરંતુ તે મદાંધોએ તેની દરકાર ન રાખી, ને તે વાત અસત્ય માની લીધી

બીજે દિને સવારે થતા ધુળના ગોટે ગોટ ઉડતા દૂરથી જણાયા. ઠાકોરો, રાજાઓ, રાણાઓ, પોતાના સૈન્યનું સેનાપતિપણુ સ્વીકારી, મહારાજનો પત્ર મળતા નીકળી સોનગઢ તરફ આવી પહોચ્યા એક તો મહારાજ પ્રત્યેની વફાદારી અને બીજુ કાળા પ્રત્યેનો દરેકનો ક્રોધ

આ સમાચાર નગરમા તથા રાજ્યમા પ્રસર્યા. દરેક સૈન્યે પોતાની

છાવણી જુદી જુદી નાખી દીધી મુળસિહે પણ સેનાપતિઓને તૈયારજ રહેવા હુકમ જણાયો, પ્રપચી કાળાએ પ્રપચ રચ્યો ને તેણે જુલમને મોહિનાની સભાળ માટે મુકી પોતાના બહારવટીઆઓને તૈયાર કરવા તથા છુપો રહી બચાવ કરવાનુ ઠીક માની મુળની રજા લેઇ છુપી રીતે નાસી જવુ ઇચ્છ્યુ, ને સાજ પડતા તે ગોઠવણ કરી ચાલી નીકળ્યો

ચદ્રાએ સવાર થતા પ્રજાજને મળી તૈયાર થયેલી ટોળીને સમજુતી આપી દીધી કે તમારે સર્વેએ મારી આજ્ઞામા રહેવુ ને હુ સુચના કરૂ તેમ કાર્ય કરવુ આપણે સર્વેએ અણીના પ્રસગે બહાર પડી કાળાને ઠાર કરી, મલ્લગજના સૈન્યને જીત અપાવવી પછી આપણા રાજાને કઇપણ આચ ન આવવા દેવી, તે મારા હાથમા છે સૈન્ય સૈન્યનુ કામ કરશે, આપણે આપણુ કરીશુ, હુજ ચદ્રાદેવી છુ, તેવુ પ્રગટ કર્યુ સર્વને આનદ થયો

---

## પ્રકરણ ૯ મુ.

---

### ભુજગનો પરાજય

આજ મોહિનીની કેદને નવમો દિવસ છે નવ દિનમા કઇ કઇ ફેરફારો થઇ ગયા હતા કાળો કટાળી જ્હીની જગલમા ભરાયો મોહિનીને હવે વધુ છેડ ન રહી ચદ્રાએ ક્ષત્રાણીત્વ દર્શાવી સમગ્ર પ્રજાને એક

કરી પોતાના પક્ષમા લીધી અને મોહિની બેનના ભવિષ્યને તથા પોતાના ભવિષ્યને નિષ્કટક બનાવવા એક સ્ત્રી હોઇ, પુરૂષ પણ ન કરી શકે તેવુ કાર્ય કરી દીધુ **યશ અપયશ ઇશ્વિર હસ્તે.** કેમકે શુ ફળ આવશે તે કોઇ જાણુતુ ન હતુ મૂળે કઇ દરકાર કરી નહી. છતા સૈન્ય તથા સેનાપતિ લડાઇની તૈયારીજ કરી બેઠા હતા પરતુ મુળને ખબર ન હતી કે સૈન્ય તથા સરદારો કાળાના દુષ્ટકાર્યમા સહમદદ ન બનતા કુન્દનપુરીના લશ્કર સામુ ન લડતા, બની આવેલા શત્રુ, પરતુ અતરથી મિત્રને મદદ માટે તૈયાર હતા કુન્દનપુરીના લશ્કરો છાવણી નાખી પડયા હતા પ્રાત થતા સર્વ તૈયારી કરતા જણાયા આજેજ યુદ્ધની શરૂઆતનો દીવસ હતો મહારાજે નિયમપુર્વક સર્વની સમતી લેઇ એક ઠાકોરને મુળ પાસે મોકલ્યો હજી પણ સૈનિક, અને શુરા ક્ષત્રિયોની રૂધિર વહેવડાવવાનુ પાપ શિર પર ન વહોરવુ પડે એવી સલાહ કરી ઉપરીપણુ સ્વીકારી કાળાને પોતાની સહદમાથી કાઢવા કબુલાત હોય તો સૈન્ય પરત થવા તૈયાર છે આ વચનોને મુળે હસી કાઢયા ને ભાવી ઘેરી રહયુ હોય તેમ તેનુ અપમાન કરી કાઢયો ઠાકારે સર્વ હકીકતની માહિતી આપી કે તરતજ રણશિગા ફુકાવા લાગ્યા રણવાધ્ય શરૂ થયા સૈનિકો, સરદારો, રાજાઓ, ઠાકોરો, મહારાજ, સર્યું, જગદીશ સર્વે પોતપોતાના કાર્યપર ચઢી ગયા

સામી તરફ મુળનુ લશ્કર સેનાપતિ સાથે તૈયાર થયુ મુળ રણસગ્રામ આગળના એક મહેલમા અગાસીમા સુરક્ષીતપણે લડાયક પોષાકમા સજ્જ થઇ બેઠો જ્યારે મોહીનીનુ કેદખાનુ તે મહેલના સામી બાજુએ હતુ જેમા ભુખી સિહણની માફક નિસ્તેજ આખે

જાળીમા મુખ રાખી બેઠી હતી આ પ્રસંગ તેને નવાઇ ભરેલો લાગ્યો પોતાના જીવનમા લડાઇનો પ્રસંગ પહેલોજ ને તેમા વળી પોતાના ભાઇ તથા પતિ વચ્ચેનુ યુદ્ધ એક બાળા નજરથી કેમ જોઇ શકે ? આજે પણ તે કેદી અવસ્થામા હતી છતા સત્ય હકીકત તે સ્પષ્ટ રીતે જોતી હતી કોઇ કોઇ વખત આખે અધારા આવતા તો કંઇ આરામ લઇ બેસતી, પોતાના પતિના બચાવ માટે પ્રભુ પ્રાર્થના કરતી હતી

મૂળનુ લશ્કર પણ રણસંગ્રામમા આવી ખડુ થયુ, સામસામા લશ્કરો ગોઠવાઇ ગયા સૈનિકોના ' હરહર ' નાદથી સોનગઢ ગર્જી ઉઠ્યુ ભલભલાને શુર ચડ્યુ ને યુદ્ધના પરિણામની રાહ જોવી શરૂ થઇ પ્રજા સૈન્ય પણ ચંદાની આગેવાની હેઠળ તૈયાર હતુ ને મોહિનીના કારાગૃહ પાસે તૈયાર ઉભુ હતુ અણી વખતેજ તેનુ કાર્ય હતુ

રણસંગ્રામનો દેખાવ કંઇ ઓર હતો દરેક દરેક લશ્કરના પોષાક જુદા હતા મલરાજની પાછળ કુન્દનપુરીનુ પ્રજા સૈન્ય, સદ્‌ગત જગદીશની આગેવાની હેઠળ ભગવા પોષાકમા સજ્જ હતુ મુળે આ દેખાવ જોયો પોતાના કરતા સામાનુ લશ્કર વિશેષ જોયુ, અને વળી મલ્લરાજની પાછળનુ ભગવા વસ્ત્રથી વિભુષિત થયેલુ લશ્કર જોતા વિસ્મય પામ્યો અરે ! આ સાધુડા તે શા માટે આવ્યા હશે ? સાધુડા પણ લડાઇમા તૈયાર કે ? વાહ ! દુનીયા ! આ તે કેવો જમાનો ! સૈનિકોનું કામ મુકી પ્રજા, અરે બિન કેળવાયલો વર્ગ સાધુઓ પણ લશ્કરમા હોય કે ? ખરે એમ કરી બીજાને બતાવવા માટેજ સૈન્યમા ભરતી જણાતી

છે, શો હિસાબ છે તેનો મારા કેળવાયલા સૈનિકો પાસે મિનકેળ-વાયલા સાધુ'ના તથા વાણીઆનો !

આમ પોતાના મનને સંતોષ આપી તે શાંત ચિત્તે બેઠો મુળે નિયમપુર્વક પ્રથમજ સૈન્યને હુકમ આપ્યો કે તરતજ તીર તથા બંદુકોના પ્રહારો શરૂ થયા તેવાજ તરત સામેથી તીર તથા ગોળીથી જવાબ મળવા લાગ્યા **"યુદ્ધમાં જીતા જાનનું પાપ વિના કારણે પ્રથમ હાથ ઉપાડનારને જ લાગે છે."**

આમ અડધો કલાક મારો ચાલ્યો દરેક પક્ષમાંથી પચીસ પચીસ સૈનિકો હોમાયા આ જોતા ચંદ્રા ઝબકી અને વિચાર્યું કે આ શું ? વિના કારણે મારા સૈનીકોનો વાણ નીકળે છે ? કે તરત બન્ને પક્ષના સેનાપતિઓને ખાનગી ઇસારતે ખાલી ડોળ રૂપી યુદ્ધ કરવા સુચના કરી, બન્ને પક્ષે તેની સુચના માન્ય રાખી, કેમકે ખાનગી મસલત તે પ્રમાણની હતી એટલે બન્ને પક્ષના ખરા સેનાપતિ કાર્ય અત્યારે ચંદ્રા કરી રહી હતી અત્યારે પણ તે પુરૂષ પોષાકમાં સજ્જ હતી

આમ લડાઈ મંદ પડેલી જોઇ, મુળ ચિરાયો, ને સુચના ઉપર સુચના કરવા લાગ્યો, પણ તેનું માન અત્યારે ન હતુ **દીવાના રાજા કરતાં શાણી રાજરાણી સારી** તેજ ન્યાયે ચંદ્રાના શબ્દોને અત્યારે માન હતું

આ તરફ ચંદ્રાએ સર્વ સ્થળે નજર કરી તો કળો, જીવણ કે તેના બહારવટીયાના કોઇ માણસને પોતે જોયા નહિ તરતજ પોતાની ખાસ ટુકડીને હુકમ આપી કાળાના મુકામ તરફ કુચ કરી તેના મુકામની તથા તેની કાર્યપદ્ધત્તિની કાચી ખબર તેને મળેલી તેથી વધુ વિલંબ

ન થયો જુલમનો એક દૂત મોહિનીની ચોકી કરતો હતો, પરંતુ આજ તો એકલવાયો બહારવટાનો સરદાર જુલમ છુપી રીતે સતાયો ફરતો હતો તેણે અત્યારે પોતા રાજાને વિસાર્યો હતો ને ભવિષ્યને પણ વિસાર્યું હતુ માત્ર પોતાના દેહના ભવિષ્યને વિચારી મતાતો હતો

ચંદ્રાએ સૈન્ય સાથે જઇ કાળાને છ છેડ્યો, બહાર કાઢયો ને જણાવ્યુ કે ભીરૂ માફક સભાયા ફરે રાજ્ય નથી મળતુ, સામી છાતીએ દુશ્મન સામા થવુ એમાજ ખરૂ વિરત્વ છે, કાળાની ઘડીઓ ગણાતી હતી

છ છેડાયેલ બાહરવટીઆઓને હુકમ આપ્યો. બધા એકત્ર હતા. તૈયાર થયા પાચ હજારનુ સૈન્ય એકી અવાજે તૈયાર થયુ ને કાળાની આગેવાની હેઠળ સોનગઢના રણસગ્રામ તરફ ધસ્યુ ચંદ્રાની ટુકડીએ જલદીથી ધર્મ બજાવી રસ્તો લીધો

મયુરરાજે પણ કાળાને ન જોયો, ને વિચારવા લાગ્યો કે વિના કારણે બન્ને પક્ષના સૈનીકોનો જીવ લેવો ઉચિત નથી, તેથી તેણે પણ નમતુ મુકવા જણાવ્યુ ચંદ્રાને ટુકડી સાથે જતા જોઇ એટલે કાઇ વિચારમા પડ્યો મહરાજને અને ચંદ્રાને ખાનગી મસલત થઇ હતી અને સર્વ કાર્ય પદ્ધતિથી માહિત કર્યો હતો

થોડીવારમા ચંદ્રાને ટુકડી સાથે આવતા મયુરને આનદ થયો, ચંદ્રાએ સેનાપતિને સાનમા સમજાવી દીધા એટલી વારમા જય અંબે ના પોકારથી તથા રાક્ષસોની માફક તરાપ મારતુ કાળાનુ લશકર આવી પહોચ્યુ પત્થરો ભાલાઓ, તીરો, તલવારો બંદુકો ચમકી, ખખડીને અવાજો થવા લાગ્યા કાળાએ વીચાર્યુ હતુ કે દુશ્મનનુ લશ્કર એમ કટકનુ હશે પણ સામે આવતા નજરે કામ કર્યુ નહિ છતા કુળના

સૈન્યની મદદની આશાએ ધૈર્ય ધારી પ્રથમ જુલમની તપાસ કરવી શરૂ કરી કેટલી વારે જુલમ મળ્યો, ને તેને પણ યુદ્ધમા ઘસડયો

કાળાના સૈન્યને આવતા વારજ બન્ને પક્ષમા સામસામી માર શરૂ થયો યુદ્ધનો ખરો તાન જામ્યો, આમ મૂળ જોતો બેઠો હતો, તે શુર ચઢાવતો તો બીજી તરફ મરવા પડેલી કેદી મોહીની ઇશ્વરની પ્રાર્થના કરતી બેઠી હતી જીતાજીત ઇશ્વરહસ્તે હતી યુદ્ધ ખૂબ જોરથી ચાલ્યુ, કાળાના સૈન્યના જુલમી મારથી મલ્લરાજના કેટલાક સૈનીકો, સાથી, ઠાકોરો, રાણાઓ ઘાયલ થવા લાગ્યા મદ્રાએ મુળના સેના પતી તરફ દ્રષ્ટિ ફેરવી કે કુન્દનપુરી તથા સોનગઢનુ લશ્કર બહાર-વટીઆઓ ઉપર તુટી પડયુ ને તલવારોનો ઉપયોગ થયો કાળાનુ લશ્કર ઘાસની પેઠે કપાવા લાગ્યુ કાળો તથા જુલમ ખીજાયા કાળાની દાઝ મલ્લરાજ ને તેના યુવરાજ ઉપર હતી કાળો એકદમ નાગની માફક વેર વાળવા ધસ્યો મલ્લરાજ સજ્જ થયો, બને વચ્ચે દ્વન્દ્ર યુદ્ધ જામ્યુ, એકદમ દૈવેચ્છાએ કાળાની તલવાર મલ્લરાજની ગરદન ઉપર પડી મલ્લરાજ મરાયો; સૈન્યમા હાહાકાર વર્ત્યો, સર્વુ ખીન્ન થયો, શોકનો વખત ન હોય એમ માની તેમના શબને છાવણીમા રવાના કરી સંરક્ષણમા મુકયુ જેથી પાપીઓ અધમ બની તેના શબને પણ ખરાબ દશામા ન મુકે, ને વધુ અપ માન આપે નહિ

સર્વુ, જગદીશ તથા તેનુ સૈન્ય ખીજાયુ મૂળના લશ્કરનો પણ વિચાર કરત નહિ આમ મુળનુ લશ્કર કાળાના સૈન્ય પ્રત્યે સિંહ માફક ચિડાઇ હાહાકાર વર્તાવતુ હતુ મલ્લરાજને મરાતો જોઇ મુળ અગાસીમાથી આનંદ પામી ઉઠયો ને સૈન્યમા આવી સિંહ માફક

ઘુઝવા લાગ્યો એટલે હવે એ જાણુની કરડી નજર સૂર્ય તરફ વળી. સૂર્ય પ્રજા સૈન્યથી કિલ્લામાં સુરક્ષિત હોય તેમ હતો ને વિશેષ ચંદ્રાની પૂર્ણ સાવચેતી મુજબ સીદના હાથે તેને અહીં ઘસડી આણ્યો ચંદ્રાએ ખીજાઈને જુલમ પર દોટ મુકી તેને કાપી નાખ્યો શિર, ગરદન જુદા કર્યાં જુલમ એક લડવૈયા તરીકે બહુ બાહોશ હતો. કાળાની નજરે તે પડ્યુ, કે ચમક્યો પોતાનો જમણો હાથ કપાયો. સૈન્ય તો ખલાસ થવા આવ્યુ હતુ જેથી ભયંકર ભુજંગ એકદમ કોપ્યો, ને ચંદ્રા-ચંદ્રસિંહ તરફ ધસ્યો કે સૂર્યનું સૈન્ય તેની પછવાડે દોડ્યુ ચંદ્રા સજ્જ હતી તેની ટુકડીએ ખુબ બાહોશી બતાવી કાળાને ચંદ્રા પાસે પણ આવવા ન દીધો, અને દેશપ્રેમી, રાજપ્રેમી, રાણીના સ્નેહી, બચ્ચાએ પ્રાણ હોમ્યા કાળો છેડ્યો. તમંચો તૈયાર કર્યો. જ્યાં ઉપડવા જાય છે કે જગદીશે પોતાના તમંચાના બારથી કાળાને નીચે પાડ્યો ગોળી બરાબર છાતીમાં લાગીને નીચે પડ્યો. મુજ કાળાની પડખે હતો. ચંદ્રાએ પણ કાળાને સામો જવાબ આપવા પોતાનો તમંચો તૈયાર કર્યો કાળાનો તમંચો છુટતા પહેલા જગદીશે તેને પાડ્યો, અને ચંદ્રાના તમંચાની ગોળી છુટી, તરત પોતાના સૌભાગ્ય ચંદ્ર ઉપર આવી લાગી. મુળ પટકાયો હાય! ચંદ્રા તારા નસીબમાં ધર્મ અજાણતા ધાડ પડી. ચંદ્રાની નજરે સાહસ જોયુજ્યુ મુર્છાવશ બની મુળ બેભાન થયો સૂર્યએ પોતાના તંબુની પાસે મુજ તથા કાળાના ઘાયલ શરીરને મોકલી આપ્યા. શાંતિધ્વજ ચઢાવ્યો યુદ્ધ શાંત થયુ મધ્યરાત્રે રણભુમિ કેટલાકના રૂધિરથી ભરાઈ એટલે શાંત થઈ

બાગીનુ એક માણસ પણ જીવતુ રહ્યુ નહિ, બહારવટીઆઓનો

અત આવ્યો. મુળના સૈનિકો તથા પ્રજાના કેટલાકોને હાની પહોચી કુન્દનપુરીના વરફે કેટલાક ઠાકોર, રાજા, સરદાર તથા સૈનિકોના જીવ ગુમાવ્યા પ્રજામા પણ કેટલીક ખોટ પડી આમ થતા છતા દેશમા શાતિ પ્રસરાવાના ચિન્હ જણાયા જુલમ મરાયો કાળાની ઘડીઓ ગણાતી હતી પરતુ મયુરરાજ તથા મુળસિહની અવસ્થાએ બન્ને પક્ષને શોકસાગરમા ડુબાવ્યા હતા

મોહિની તો આવી બની ગઇ મયુરરાજની અવસ્થા જોતા મુર્છા પામી. પછી સતેજ થઇ એટલામા જુલમ તથા કાળાની દશાથી આનદ પામી પરતુ પોતાના સહોદર ભાઇનો બાબીના હાથથી થતો ઘાત તે આનદને ભુલાવનાર બન્યો ને શોકસાગરમા ડુબી મુર્છા પામી

---

# પ્રકરણ ૧૦ મુ.

---

## પશ્ચાતાપ!

આ રીતે બહારવટીઆઓનો સરદારો સહિત પરાજય થયો. દેશની અશાન્તિ નષ્ટ થવાનો અવકાશ આવી લાગ્યો યુદ્ધ શાત થતા ચદ્રકેતીને આશ્વાસન દેતા રાજા રાણા સરદારો, સર્યુ, જગદીશ છવરી ભગી જતા પોતાના તબુમા મયુરરાજનો મૃત્ય દેહ તથા મુળ ને કાળાના ઘાયલ દેહ પણ હતા ત્યા જઇ પહોચ્યા ભાઓ તથા મુળ

ગોળીથી પીડાતા હતા છેવટની ઘડીઓ ગણાતી હતી ચંદ્રા કુળના શબને ખોળામાં મુકી વાયુ ઢોળતી શાંતપણે બેઠી હતી તેનો ચહેરો નિસ્તેજ બન્યો હતો તેને બીજુ કાંઇ સાલતુ ન હતુ પરન્તુ પોતાના-જ ઘાથી પતિની અવદશાએ તેને ગમગીનીમાં નાખી હતી કાળાનુ અંગત પાસે કોઇ ન હતુ, છતા સર્યુએ એક કુટુંબી તરીકે તેની છેલ્લી અને પહેલી સારવાર કરવાનુ કામ માથે લીધુ, કેમકે પિતાની સારવાર મૃત દેહને શુ હોય ? સર્યુ કદરદાન હતો કાળાનાગની મહા-શક્તિને બાહુબળને તે વખાણતો હતો તેના મરણથી એક મહા યોદ્ધાની જગતને ખોટ હતી પરન્તુ **અસ્થાને લોકોને પીડવાનુ પરાક્રમ શુ કામનુ ? તેજ પરાક્રમ પરરક્ષણમાં તથા દુશ્મનને બતાવવામાં વપરાય તોજ કામ લાગે** પોતાના પુત્રો, કુટુંબીઓ સ્નેહીઓને દુશ્મન બની પીડવાનુ પરાક્રમ ન હોય મલ્લરાજનો દેહ આનંદીત ચ્હેરે જાણે ઇશના ધામમા ખુશીથી યુદ્ધમાંજ પોતે દેહ-કેદીના છુટકારાને ઇચ્છી પધાર્યો ગણાતો હતો

સર્વ શાંત હતા સૈનિકોને હજી પણ આરામ ન હતો સર્વ એકત્ર થયા અંધારી રાત્રિ છતા છાવણીમા દીવાઓથી અજવાળુ હતુ ને એક નગર જેવો દેખાવ હતો છતા તે નગર સુન્યકાર નગર કહીએ તો વાંધા જેવુ ન હતુ સોનગઢથી રણભુમિ બે એક માઇલ દુર હતી શહેરમા સર્વ હકીકતના સમાચાર ફેલાયા હતા લોકોને આનંદ સાથે શોક થતો હતો સોનગઢનુ રાજ્ય હવે કોના હસ્તક થશે તેની કલ્પના ચાલતી હતી છેવટ સર્યુકાન્ત તેનો માલીક થાય એવુ ઇચ્છી તેજ કલ્પના મત્ય ઠરાવવાનો નિશ્ચય થનો કેટલાકોના પુત્રો બાઇઓના અવસાન થવાથી શોક હતો, પરન્તુ

રણપક્ષમા ભોગ થયેલાઓ માટે શોક ઘટિત ન હોય, તેમ માની પ્રકટ કરી શકતા નહિ કેટલાક આગેવાનો, તથા બીજાઓ છાવણી તરફ આવવા નીકળ્યા, આમ લોકોના ટોળેટોળા એકત્ર થવા લાગ્યા

આટલી પ્રવૃત્તિ છતા હજી કોઇને મોહિનીનુ સ્મરણ થયુ ન હતુ રાજ કુટુબીઓ મુળમિહની સારવારમા તથા તેને થતી પીડાની ઉમરાણોમા ચિતાતુર હતા, સર્યુને પણ દુશ્મન પણ કાકાની સારવારમા પોતાની પ્રિયતમાની યાદ થઇ હતી નહી, પરન્તુ દૈવયોગે એકદમ જગદીશને મોહિનીનુ સ્મરણ થયુ કે તુરત દશ દિવસની પીડાતી મોહીનીના છુટકાને માટે જગદીશનેજ તે કામ ઉપર સર્યુએ મોકલ્યો સર્યુ તથા જગદીશને તેના કારાગૃહ વાસની જાણ હતી તરતજ સર્યુની તથા ચદ્રા બેનની આજ્ઞા લેઇ જગદીશ ઉપડ્યો આ વાતચીતમા મુળે પણ લથડતા શબ્દે સમતિ આપી કાળો પણ આ વાત સાભળી હૃદયથી કપ્યો તે નિર્દોષ નિર્ભાગી બાળાને કરેલા અન્યાયની ચિન્તામા ગરકાવ થયો અને તેડી લાવવા સન્મત થયો.

જગદીશ છાવણીમાથી ઉપડી મોહિનીને કેદ કરી હતી, તે સ્થાનપર ગયો છાવણીથી તે મકાન દુર ન હતુ તેના જોવામા મોહિનીનો શુષ્ક દેહ જણાયો પ્રેત સમાન તે જણાતી હતી બારી જાળીવાળી હતી તે જાળીમા બે આખો ચમકતી હતી. અધરૂ હતુ તેની પાસે કોઇ હતું નહિ જુલમનીજ ચોકી માત્ર તેનાપર હતી પરતુ જુલમ તો અત્યારે તેના કુકૃત્યનો બદલો લેવા નરકે પહોચી ગયો હતો કારાગૃહની ચાવી તેની પાસે હતી જગદીશે તપાસ કરી તે તાળુ જણાયુ તાળાના ખખડાટથી મોહિની

ચમકી વળી કોઇ આફત આવી લાગી એમ ધારી બકવાટ શરૂ કર્યો. દેખેલા બનાવ ભુલી ગઇ સ્વપ્ન વિચારી શાંત તુલ્ય બની હતી ઘડીમાં કાળના જુલમથી કંપતી ઘડીમાં મુળને ગાળો આપતી ઘડીમાં ચંદ્રાને યાદ કરતી, તો ઘડીમાં સર્યું ! પ્યારા સર્યું એવા ઉદ્ગારો બહાર પાડતી જગદીશને પણ ભુલી ન હતી આમ ચમકી બકવા માંડ્યું જગદીશ તે શબ્દો સાંભળવા આતુર થયો તે તેની સ્થિતિની જાણ માટે તે સાહસ કર્યું

મોહિની બેઠી બેઠી બોલવા લાગી અરે ઓ ઘેલા બાપ ! નિર્દય ભ્રાતા ! તું મને બાળપણથી શા માટે લાડ લડાવતો ને તે લાડમાં તે કિશોરી અત્યારે ઝુરે છે ! જા, જા, ખુની તને યોગ્ય લાગે તે કર

" માગ ખુનનું સરબત ભલે તું સુખથી પીજે
અને જો દીલચ્હાયે તો, કટોરા તું ભરી પીજે "

ધરા, ધરા, માગ રૂધીરથી તું, અને તારો સાથી કાળા તૃપ્ત થાવ અરે ! તમે શું મને મારા પતિથી છુટી કરાવી તમારૂં ઇચ્છ્યું કરવા ઇચ્છો છો. ના તેમ નહિ બને તે કરતાં–

" સરસ્વતી સમ કૌમાર્યવ્રત, તે કદી ભુલું નહિ,
જ્યાં સ્નેહનહિ,ત્યાં આત્મ નહિ, એ સુત્રને ચૂકું નહિ "

સર્યું ! એ તો તારાજ માટે આ દેહને આત્મા નહિ તો પછી કૌમાર્ય ! !

અરેરે ! પણ તારા સ્નેહને માટે મે શું જોયું ! કેટલું વેઠ્યું ! છતાં હજી તને હું યાદ પણ નથી આવતી શું ? કાયર બન્યો. શુરો થા ને આ પાપી બાપ તથા કાળા, વિષધી ભુજંગનો નાશ કર. અરે ! પ્રિયને ઠપકો ના ના

પ્રેમ ! પ્રેમ તારો પ્રભાવ એજ છે પ્રેમીઓને સીરે દુખ સર-જાયેલુ છે અરરે નહિ તો મને શા માટે માતાએ ઉછેરી, ને છેવટ મારી આ દશા ! માતા ! માતા !

આવુ બોલતા સભ્રમ બની પટકાઈ તે સાથે જગદીશ હવે ચમક્યો, ને બારણા આગળ જઇ સાથીને હુકમ કરી તરતજ તાળા વગેરે તોડી અંદર ગયો મોહિનીના મુખ આગળ પાણી ધર્યુ, ના પાડી છેવટ પોતાની ઓળખ જગદીશે આપી એટલે પાણીથી શાન્ત થઇ સરૂ હકીકતથી વાકેફ કરી સત્ય મનાવને સ્વપ્નમા કલ્પેનો તે સાચો ઠર્યો પાલખીમા લે ને 'છાવણી તરફ ચાલ્યા, મોહિની કઇ કઇ તરગો કરતી, મુઝાતી આમ થોડા સમયમા છાવણીમા આવ્યા સર્વેએ મોહિનીની દશા દીઠી દરેકની આખમાથી અશ્રુ નીકળી પડયા છેવટ મોહિનીને ઘણો શ્રમ હોવાથી તથા અત્યારનો પ્રસંગ અણીના પ્રસગ જેવો હોવાથી વધુ મુઝાના ન દેતા તેને આરામ માટે એક બીછાનામા સુવાડવામા આવી, તેને ઉંઘ આવી નહી, પરતુ તે જાગતી પડી રહી મુળ તથા કાળાના બીછાના સામા હતા, કાગાએ મોહનીને જોઇ ચમકયો સન્નીપાત લાગુ પડી ગયો હતો, છતા કાઇક ભાન હતુ, મોહીનીની માફી મ ગવા હાથ લાંબા કર્યા, અને કહેવા લાગ્યો

અરે, મોહિની ! મારી પુત્રી સમાન બાળા ! તારા પર મે શુ શુ કર્યુ છે ? પિતા જેવો હુ, મે તારા ઉપર દુષ્ટનજર નાખી અધમ બની પાપ કર્યુ છે માફ કર, ઓ બેટા ! ઓ બેન ! ઓ માતા રૂપ મોહિની ! અરે જગદબા રૂપ સ્ત્રી જાતિ ! તુ સર્વ રૂપે વસેલી છે, સર્વ ધર્મો ત્હે બતાવ્યા છે, તે મને ઘણુ સમજાવ્યો છે ઘણુ કહેવુ છે મે તેનો અનાદર કર્યો છે તારા માટે, તારા ભાઇનો મે ઘાત

કરાવ્યો છે અરરર ! કેટલાકો જીવોનો નાશ કરાવ્યો છે મારા પાપ મને અત્યારે ડસે છે શુ કરૂ જગત ! જગત ! તારામા ન્યાયપ્રિયા માન વાને જરા વિચાર થતો નથી, અધમ કાર્યોમા પાછુ વાળતા નથી પણ તેનો પશ્ચાતાપ અંત સમયે થાય છે

અરે નિર્દોષ સોનગઢ ને કુન્દનપુરીની પ્રજા ! મે તને બહુ રંજાડી છે કેટલીક બાળાઓની લાજ લુંટી છે પતિથી વીખુટી કરાવી છે પશુઓ પર પણ ક્રુરતા કરવામા મણા નથી રાખી નાના નાના રાણાઓને કનડયા છે ચગદયા છે રૈયતને ત્રાહી ત્રાહી પોકારાવી છે અરે ! શાને માટે ? અત્યારે શુ હાથ લઇ જાઉં છુ ! મલ્લરાજ ! તુ તો હુ અધમની માફી સાભળવા પણ ન રહ્યો ચાલ્યો ગયો અમર ધામમા, ને મારે માટે યમદુતો તૈયાર ઉભા છે રૈરૈનર્ક તૈયાર છે હાય ! ઇશ ! પ્રભુ પાશ્ચાતાપ હવે શુ કામનો ? મરતી વખતે ડહાપણ શુ કામનુ ?

"અરે ! પ્રભુના ન્યાયી ધામોમા, અધર્મો મે રચ્યા જ્યા ત્યા"
જીવનમા વિષ ભેળીને, મનુષ્યો દેહ ગુમાવ્યો !
ભુજંગ સમ કામ સદા કરવા, ધરીતી દેહ મે ખાતે,
અરેરે ! હાય આજે તે, ડસે છે રે ! ડસે છે રે !"

ઓ સર્યુ ! ચંદ્રા ! મુળ ! સર્વ સરદાર તથા પ્રજા વર્ગ મને માફ કરો મારા જેવા અધમ, મદાંધોના ગર્વ ઉતારી, જગતને ખાતરી કરવાને જોઇશે આ ભવિષ્ય તૈયાર રાખ્યુ હશે ભાઈ સર્યુ ! મને મુઝ વણ થાય છે અરે ! તે મારા પુત્ર કરતા અધિક સારવાર કરી છે તને કઇ જીભે ધન્યવાદ આપુ ? પ્રભુ તને નિષ્કંટક બનાવી દીર્ઘાયુષ કરો ભાઈ પાણી પા આમ બોલી ચુપ થયો સર્યુએ પાણી

આપ્યુ એક બે ઘુટડા પીધા કે તરત જીવ શાત થયો ને અલમસ્ત, ખુની, ક્રૂર, ભયકર પરતુ છેવટનો ગરીબડી ગાય જેવો દેહ, નિરૂપયોગી બની ચેતનહીન મહારાજના જેવો બની ગયો

છાવણીમા શોક છવાયો ગુપચુપ વાતો ચાલી કે જુઓ પાપી માણસ મૃત્યુ સમયે કેવો પીડાય છે ને પશ્ચાતાપ કરે છે ? વગેરે શબ્દોથી શાત થયો કેમકે હજી મુળસિહ ઘાયલ પડ્યો હતો તેને પણ વેદના થતી હતી તેથી સર્વને શાત રહેવા હુકમ ફરમાવવામા આવ્યો હતો

સર્યુએ જણાવ્યુ કે અત્યારે શાતિ જાળવવાનો વખત છે પ્રભુ આપણી છેવટની કસોટી કરે છે જાવ કાળસિહના શબને પિતાની નજીકમા રખાવો ! અરેરે ! કાળસિહ ! તમને આવા અધમ કાર્યમા પ્રેરનાર તમારો સરદાર જુલમજ હતો તેણે તમો કાનના કાચાને ભભેરી આ દુષ્કર્મો કરાવી આ સમય આણ્યો છે પરતુ તે ચડાળ તો કયારનો યમસદનમા પહોચ્યો છે સરદારો ! ધ્યાન આપો **તમારા રાજાને કોઇ દિવસ દુષ્કાર્યમાં ના પ્રેરો પણ દુષ્કર્મો પડતો અટકાવી પ્રજાની લાયકાત જાણી આશિષ મેળવી અન્ત સમય પ્રભુને મેળવો**

મધ્યરાત્રી છે છાવણી ભયાનક લાગે છે રણભુમિ પાસેનો મુકામ કેટલાકોના જીવથી તૃપ્ત થયેલી ભૂમિ અધારી રાત્રી મહાયોદ્ધાઓ સરદારોનુ મરણુ મહારથી જેવી બે મહાન વ્યક્તિઓનુ મરણ, ત્રીજાની તૈયારી આમ સોનગઢ, કુન્દનપુરી અને દરેક જગલનો જગલી—બહારવટીઓ રાજા એ ત્રણેની આખર તેના કુટુમ્બીઓની હજરી છતા બિલકુલ રડારોળ કે કકળાટ ગભરાટ જણાતો નથી શિઆળો ઘુવડોનુ

બોલવુ ભયાનક લાગતુ ને આ યાગના સમયમા ભયભીતતામા વિશેષ ઉમેરા કરતુ

મુળસિંહે કાળની છેલ્લી ઘડી જોઈ તેના સખ્ત આઘાત લાગ્યા ગોળીનો જખમ એવો તો કારી વાગ્યો હતો, જેની વેદના તેનાથી સહન થતી નહતી ચંદ્રા તેની સુશ્રુષા કરતી હતી ઇલાજો થતા વાયુ ઢાળાતા છતા તેને મન સર્વ નિષ્ફળ હતુ આમ શરીરની વ્યગ્ર સ્થિતિમા કાળાના ઉદ્દગારને તેનુ મગજ તેને કપાગી આણવાલાગ્યુ તે કપ્યો કર્યા અરે ઓ ઇશ ! તુ મારી પણ શુ ગતિ કરશે ?

અરર ! ચંદ્રા ! સખુ ! મ્હેન ! મરદારો ! મને અમુઝણ થાય છે જીવ ગભરાય છે મને મુઝ પડતી નથી, અકળાઉ છુ શરીરમા વેદના થાય છે આવો મને શાતી આપો મારા પાપનો બદલો આપો મને કઈ સુઝતુ નથી માફી આપો અરે ! તરત જીવ લઇ નાખો

ચંદ્રાએ નમ્રતાથી કહ્યુ ! પ્રાણેશ ! મુઝાવ નહિ શાત રહો ઇલાજોથી આપ સાજા થઇ જશો

મૂળને આ શબ્દો અમૃત સમાન લાગ્યા ને કહેવા લાગ્યો ચંદ્રા ! સુગુણી ચંદ્રા ! તારા ગુણો કઇ જીભે વખાણુ ! તે મને બહુ સમજાવ્યો હતો મે લ્હેમીએ અંધ માયામા ફસાઇ કાળા કૃત્યોના કરનારને મદદ આપવા સ્વીકાર્યુ સદ્ધર્મ ભુલી દુષ્ટોને મદદ આપવા તૈયાર થયો તે શુરી ક્ષત્રાણીએ સહન ન કરતા પોતાના પતિ વિરૂદ્ધ જઈ પ્રથમ સમજાવ્યો છતા આખરે સ્વધર્મ સ્વીકારી મારા સામુ મારો બચાવ એટલે પોતાના સૌભાગ્યનો બચાવ કાળજી પૂર્વક રાખી તારો ધર્મ તે બજાવ્યો, પરન્તુ ભાગ્યદેવીએ તારાજ હાથથી મારૂ મરતુ નગજેલુ તે કેમ અટકી શકે ?

ચંદ્રાથી ધીરજ ન રખાઇ પ્રિય ! એમાં કોઇનો દોષ નથી સૌ ભાગ્યવશાત્ બન્યા જાય છે નહિ તો મારાજ હાથથી તમને ઘાત કેવો ? પ્રભુ ! ધિરજ રાખો ઇશ તમને સાજા કરી દેશે મે આપને પ્રથમ કહ્યું હતું કે દુષ્ટ કાળો જો સત્યને દાબી અધર્મ ફેલાવશે, ને આપ તેમાં સંમત થશો તો મારે મારો ધર્મ બજાવી આપની સામો પણ હાથ ઉપાડવો પડશે મે રાજ્યનું રાખ્યું છે, સત્યને જય ઇશે આપ્યો છે પ્રજા સરદારો સમજી શક્યા છે, કે ખરો ધર્મ એજ કે **જે તરફ સત્ય હોય તેજ તરફ વળવું જોઇએ** ભલે પછી તે દુસ્મન હોય અને પછીથી પોતાને અને રાજાને પણ તેમાં ખમવું પડે તો તેની દરકાર ન કરવી મારા પોતાના બચાવ કરતા કાળાને મદદે આપ ગોળીના ભોગ થઇ પડ્યા એ ભાગ્ય નહિ તો બીજુ શું ?

શુરા ક્ષત્રીયો ! ક્ષત્રિય ધર્મની લાજ જાળવવાજ ખાતર મારે સ્ત્રી હોઇ પુરૂષ વેશે રણસંગ્રામમાં ભાગ લેવો પડ્યો છે ને મારા ક્રૂર હસ્તે મારા પતિનો ભોગ લેવો પડ્યો છે પ્રભુ તેમને બચાવે આ શબ્દો સર્વને કર્ણે પડ્યા ને ધન્ય છે ! ચંદ્રા ફરી ધન્ય છે તે ઉદ્દગારો નીકળ્યા, મુળજીને પણ હર્ષ થયો અને બોલ્યો

" કાલે થશે શું તેહની, કોને ખબર પડતી નથી
ઇશ્વર તણો એ ન્યાય છે, સૌની સદા ચડતી નથી "

મુરબ્બી જનો ! મે મારૂં જીવન પિતાના વચનને માન્ય રાખી પ્રજા સુખમાં અત્યાર સુધી ગાળ્યું પત્ની અને બેન મારા સહભાગી બન્યા અને મારા રાજ્યનો મોભો આખા જગતમાં ઉચ્ચ ગણાવ્યા, પરંતુ હુ વહેમીએ કાળાના જુલ્મી સરદારના પ્રપંચમાં ભોગ બની સર્વને હાની પહોંચાડી છે ચંદ્રાના સતીત્વને ઝાખપ લગાડી, બ્હેનનુ જીવન છુંદ્યુ, રે ! આખા જગતમાં વધુમાં વધુ કેર મે તે નિર્દોષ બહેન

પસાર ગુજાર્યાં છે, પ્રભુ ! તેનાજ ફળ મને અત્યારે આપે છે મને સર્વે ક્ષમા આપો

ચંદ્રા ! તુ મને ક્ષમા આપજે હુ જાઉ છુ તારૂ સૌભાગ્ય ફરકાય છે સયુ તારી સભાળ લેશે તારો સતીત્વ ચિરકાળ ટકો ને તારી કીર્તિ જગે જગ અમર તપો

મોહીની બેન, તુ મને આશિષ આપ, તારા શરણેથી માગ જીવ, જેથી છુટશે તુ હવે મારાજ કહેલા તને પસદ પડેલા સૂર્ય સમ તેજસ્વી કીર્તિવાળા સર્યુ પતિને પરણજે

સર્યુ ! તમો આ બેની તથા મોહીનીને સાચવજો ભુલ ચુક ક્ષમા કરશો

સર્યુ, મોહિની, ચંદ્રાએ ઘટિત આશ્વાસન દીધુ તરતજ મુળનો આત્મા અમર ધામ ચાલ્યા ગયો તેના પાછળના પાપનો બદલો છેવટ ઘડીના દુખોથી પુરો થયો હતો

સર્વમા શોક છવાયો અત્યારસુધીની શાંતિ અશાંતિમા ફેરવાઇ રડારોળ થઇ, પરંતુ ચંદ્રાનાજ આગ્રહથી સર્વ શાત થયા મોહીની તો બેહોશ હતી, ફરી શકવાની પણ શક્તી રહી ન હતી મુળના શબને પણ બે રાણીઓ પાસે લેવામા આવ્યુ ત્રણ રાણાઓના શબ સાથે પડયા હતા વાહ ! વિધી તારી બલિહારી ! ત્રણે રાણાના શબ ઉપર અત્યારે નિસ્તેજ હતુ છતા રાજ તેજ ઝળકતુ હતુ એક સદ્ગુણીને પ્રજાપાલક રાજા, બીજો આખર સુધી ન્યાયી, ધર્મી પરંતુ છેવટના સગે બગડેલો પણ છેવટ પ્રશ્ચાતાપથી પવિત્ર થયેલો રાજા ત્યારે ત્રીજો સમગ્ર જીવન પ્રપંચને જુલમમા ગુજારેલુ પરંતુ છેવટ પશ્ચાતાપ રૂપી યાત્રાથી પવિત્ર થયેલો ગણાતો રાજા એમ ત્રણે શબ જોનારની આંખને શોકસાગરમા ડુબાડતા હતા

સર્યુ, જગદીશ, મોડીની, ચદ્રા વગેરે પાસે હતા મોહિની આડી પડી હતી બીજા સરદારો બેઠા હતા સવાર પડતા શુભ મુહુર્ત જોવાણી ત્રણેને અગ્નિદાહની ક્રિયા કરવામા આવનાર હતી

સહુના મુખમાથી ઉદ્દગારો નીકળી પડ્યા

" સમય સમયે પલટાય છે, માનવ ગોથા ખાય,
આજે જનમ્યા કાલે જશો, અકળ કળા ન કળાય "

જગદીશે પુરતી કરી

" જુઠી માયા, જુઠી કાયા, જુઠો સૌ વ્યવહાર,
જુઠી જગતની જાળ અરેરે ! સાર નહિ સસાર "

મોહિનીથી બોલી જવાયુ કે-

સુખ સાધનો જ્યા હોય છે, ત્યા દુખ પણ પ્રભુ દેય છે,
જ્યા ગડગડે શુ નોબતો, ત્યા છાજીયા પણ હોય છે "

આમ દરેકના મુખમાથી ઉદ્દગારો નીકળી પડ્યા છેવટ સવાર થયે ત્રણેના મૃત દેહને સસ્કાર કરી નગરમા જવા ચોક્કસ થયુ ચદ્રાને હવે કઇ જજાળ રહી ન હતી સર્વ ગુમાવ્યુ હતુ પરતુ હજી પુરુ કરવાનુ કાર્ય અધુરુ હતુ

સવાર થતા મુહુર્ત જોવડાવી નિર્ણીત પ્રસગે ત્રણેના દેહને સ્મશાનમા લેવામા આવ્યા ત્રણેને એક સરખા માનથી શણગારી આનદથી ઉપાડ્યા ને સુખડના કાષ્ટની ચિતા ખડકી તેમનો અગ્નિસસ્કાર કરવામા આવ્યો મુળસિહના કુટુબમા કોઇ કુટુબી ન હોવાથી ચદ્રાના આગ્રહથી સર્યુને ત્રણેના અગ્નિસસ્કારનુ કામ કરવુ પડ્યુ ત્રણેના દેહને અગ્નિદેવે ભસ્મ બનાવી દીધા પછી સર્વ જનસમુહ જ્યા ચદ્રા તથા મોહિની હતા ત્યા ગયા ને યોગ્ય તજવીજના કાર્યમા ગુથાયા

---

# પ્રકરણ ૧ લું.

## નુતન વારસ

લડાઇની પ્રવૃત્તિનો અંત આવ્યો ચંદ્રાના સૌભાગ્યનો અંત આવ્યો મોહિનીના દુઃખનો, કસોટીનો અંત આવ્યો વિષની લહેરોનો અંત આવ્યો ભયંકર ભુજંગનો અંત આવ્યો કેટલાક રાણા, ઠાકોરનો અંત આવ્યો કેટલાક પ્રજા સેવકોનો અંત આવ્યો સોનગઢના રાજકુળનો અંત આવ્યો ચંદ્રાના પિતાના કુળમાં પણ ભુપસિંહ સંગ્રામમાં મરાયાથી તેનો પણ અંત આવ્યો પ્રજાની પીડાઓનો અંત આવ્યો પ્રજાના રોદણાનો પણ અંત આવ્યો જેથી શાંતિ સ્થપવાના શુભસુચક ચિન્હો જણાયા

ત્રણે ક્ષત્રિય પુત્રોના દેહને ભસ્મ કરી સર્વ છાવણી તરફ વળ્યા, દરેકને નગરમાં વ્યવસ્થીતપણે જવા હુકમ આપ્યો દરેકને શોકદર્શક શ્યામ વસ્ત્રો કે પટ્ટી ધરવાની ફરજ પડી લડાઇ પ્રસંગે જે નવા નવા પોષાક નજરે પડતા તેમાં કાળો પટ્ટો દાખલ થયો ચંદ્રાને આ પસંદ ન પડ્યું કેમકે તે સમજતી હતી કે " જે થવાનું છે તે થવાનું છે તેમાં પાછળથી શોક શું કામનો ? ભૂતકાળને યાદ કરતા વર્તમાનને માન આપવું " કેમકે હવે સર્યુને શુભ ચિન્હથી પ્રદર્શિત કરી તેને ખુશ રાખવી. પરંતુ સર્યુના આગ્રહથી દરેકને શોક બતાવવાની ફરજ પડી સોનગઢ સૈન્યને સ્થિત થવા હુકમ થયો બીજા મદદનીશ

તથા મદદગાર રાણા રાજાઓને નગરની પાસે છાવણી નાખી આરામ લેવા જણાવ્યું કુંદનપુરીના સૈન્યને પણ તેજ હુકમ થયો આ હુકમ મળ્યા કે તરતજ દરેકે હુકમ અમલમાં મૂક્યો

નાજુકુટુંબ રાજભુવન તરફ ગયું ચંદ્રા ગમે તેટલી ધિરજ ધરતી છતા પ્રથમના સુખ વૈભવ યાદ આવતા તે ધિરજ ખોતી, ને શોક-નિમગ્ન બનતી પરંતુ જ્ઞાની હોવાથી તે શોક વધુ વખત ટકતો નહિ દરેક રાજભુવનમાં ગયા સૈન્ય વ્યવસ્થિત થયું યુદ્ધ ભૂમિ નિર્જન થઇ

સંધ્યા સમય થવા આવ્યો વાળુની તૈયારી કરવી પડી કેમકે **ગમે તેવું નિકટ અને સ્નેહી સંબંધીનું અવસાન થયું હોય, છતા ઋણાનુબંધ પૂર્ણ કરવા આવેલો દેહ ટકાવી રાખવા અન્ન જળનો ત્યાગ થઇ શકતો નથી** ' હતા મોહિનીએ પોતાના પ્રિયતમના વિયોગથી દસ દિવસથી અન્નનો ત્યાગ કર્યો હતો તેને અન્ન લીધે આજ અગીયાર દીવસ થયા હતા, તેથી તેની સ્થિતિ વિચારી, કાન્તાએ દુરાગ્રહ કર્યો ના, વાળુ કરવા સર્વ તૈયાર થયા વાળુ થયું ને રાત્રીના સર્વ એકત્ર થયા

ચંદ્ર, સર્યું મોહીની જગદીશ તેમજ બીજા અંગત સબંધીઓ અને ખાસ સરદારોને આમંત્રણ કરી વિચાર ચલાવવા બોલાવ્યા હતા સર્વ એકત્ર થયા મોહીનીને હવે શાંતિ જણાવા લાગી તે પણ પોતાથી બનતો વાર્તામાં ભાગ લેતી હતી, ને વિચાર જણાવતી પરંતુ આજની વાતચીત તેના જ માટે હતી તેથી કંઇક શરમાતી, છતાં તે વાત ચીતમાં તેને વિશેષ રસ પડ્યો અને તે ઉમંગથી ભાગ લેવા મંડી

સર્યુએ હવે જણાવ્યું કે ચંદ્રાદેવી ! મૂળીસ હની પાછળ યોગ્ય

રીતે ધર્મ દાન કરી, ક્રિયા વગેરે કરી આપ નિવૃત થઇ ગરે પસંદ પડે, તે કરવા ધ્યાન પર લેશો, ને શોક દુર કરી રાજ્ય પ્રતિમા ધ્યાન આપશો પ્રધાનજી સુજ્ઞ સુશિલ અને વૃદ્ધ છે તે તમોને અનુકુળ બની રહેશે કેમકે મારે પણ કુન્દનપુરી જઈ પિતાની ક્રિયાની તજવીજ કરવી જોઇએ નહિ તો પ્રજા મહેણા આપી નિંદા કરશે માતા નથી તેથી વિશેષ જોવાનુ છે પિતાના મરણ સમાચાર પુરીમા પહોચ્યા હશે યુદ્ધના પરીણામના સમાચાર પણ મળ્યા હશે હવે આપ મને મરજી કરી ઉત્તર વાળશો

ચંદ્રાએ તરતજ ખુલાસો કર્યો સર્યુસિંહ ! આપ ચાલ્યા જાઓ છો પરંતુ આપની જાણ બહાર નથી કે મારે કોઇ વારસ નથી હવે ગાદી વારસ હુ નહિ પણ મોહિની બેન થાય છે ને તેના વાલા તરીકે આપ મારા પતીના મુખથી નિર્ણિત થઇ ચુન્યા છો તેથી વિશેષ કાંઇ વાપણ નુ હોય ? એથી હવે શુભમહુર્ત જોવરાવી આપ મોહીની જોડે લગ્નથી જોડાઇ તેજ દીને સોનગઢના ગાદીપતિ થાઓ એવી મારી નમ્ર વિનતિ છે મારો વિચાર કંઇ કરવા જેવો રહેતો નથી, મારા છેવટના કાર્ય તરીકે તેજ છે આ સર્વ પ્રવૃતિ તો તેઓના જ અર્થે હતી મોહીની મારી પુત્રી સમાન છે ને આપને મારા પુત્ર સમાન લેખતી આવી છુ

આ ખુલાસો સાંભળતા એકત્ર થએલા સર્વના નેત્રમાથી આનંદાશ્રુ સરવા લાગ્યા ચંદ્રાએ સર્વની સમ્મતી માગી સર્વેએ એકજ અવાજે હકારમા ઉત્તર આપ્યો ને સોનગઢના વારસ તરીકે સર્યુસિં- હની ગોઠવણ થવાથી જયઘોષ થયા મોહિની પણ અંતરમા

આનંદ પામી સર્યુએ અહોભાગ્ય માન્યા જગદીશની સંમતી સર્યુએ માગી, તેણે તગતજ પ્રભુનો ઉપકાર માની હાભણી સર્યુ, ખાસ પ્રશ્નનો ખુલાસો જગદીશથી મેળવી તે મુજબ વર્તતો મોહીનીના લગ્ન અને સોનગઢના રાજ્યાભિષેકની ક્રિયાનો દિવસ મુકરર થયો ચોથે દિવસે મુળસિંહના મરણ નિમિત્તની સર્વ ક્રિયા કરી, પાંચમે દિને લગ્ન અને રાજ્યાભિષક સાથે થવા નક્કી થયું

સાથે સાથે ચંદ્રાએ પણ પોતાનો બીજો ખુલાસો કર્યો "ધર્મબંધુ સર્યુસિંહ તથા મોહિની બેન ! આપ હવે સોનગઢના વારસ થાઓ છો, તેથી મને અત્યાનંદ થાય છે મારૂ સર્વ આપના હસ્ત છે મને સંસારના મોહ ગમ્યા નથી માટે મને નિવૃત્તિ કરી ભગવદ્ ભજનમાં જોડાવા દેશો મારી વિશેષ પ્રવૃત્તિની ગોઠવણ હવે પછી કરશુ પરંતુ હજી એક મહાન કાર્ય રહી જાય છે ને તે એજ કે ચાલુ રણસંગ્રામમાની ખબરોથી મારા વૃદ્ધ પિતાના મગજ પર મારી અસર થઈ છે, તે દેવલોક પામ્યા છે ને અપુત્ર હોવાથી તેમનો વારસ મને ઠરાવી છે તે મુજબ તેમનુ રાજ્ય મને મળે છે પરંતુ હું હવે રાજભોગને ઇચ્છતી ન હોવાથી તે રાજ્યના માલીક મારા પ્રિય ભ્રાતરૂપ સર્યુસિંહને ઠરાવું છું તે અહીની ક્રિયાથી નિમુખ થઈ ત્યાં જઈ સરદાર તથા પ્રજાવર્ગને, ગાદીપતિ બની આનંદ આપી, સાતમે દિને પોતાના નગર પધારશે એવી પ્રાર્થના કરૂ છુ

આમ વિશેષ વિશેષપણે ચંદ્રાદેવીની ઉદારતાથી સર્યુ એકદમ ગળગળો થઈ ગયો અને ચંદ્રાના પોતાના ઉપર થયેલા મહાન ઉપકારો માટે આભાર માનવા લાગ્યો મોહિની સ્ત્રી સ્વભાવે સર્વ

દેખતા ચંદ્રાના ગળે પડી ને આનંદાશ્રુ સાથે ખુબ ઉપકાર માનવા લાગી તે જોઈ માતાતુલ્ય ચંદ્રાએ તેને હૃદયે ચાંપી આશિષ દીધી કે બ્હેન તમારૂ સૌભાગ્ય અચલ રહો ને તમારી કીર્તિ જગેજગ અમર તપો

મરદારોના આનંદની પરિસીમા ન રહી તેઓ વિચારવા લાગ્યા કે હે **યુવાનીમાં ખીલતાં આ ચંદ્રા મોહિની ને સર્યુની શી ઉદારતા** આના કરતા પણ અદકુ સ્વાત્માપર્ણ કોણ સદભાગી જીવો સિવાય કરી શકે ! ધન્ય છે મર્યુ, મોહિની અને ચંદ્રા તમારા સંબંધને ! સ્નેહને ! અને સ્વાપર્ણપણાને ?

સર્યુએ દરેકને પ્રાર્થના કરી કે આપણી આજની વાતચીતની જાણ નગરમા જાહેર કરી દો અને સર્વ તૈયારી કરવા માંડો શોક ચિન્હો કાલથી દુર કરવા માત્ર ચંદ્રાદેવીએ પાંચ દિન સુધી શોક પાળવાનુ સ્વીકાર્યું, સંન્યાસ ધારણ કરવાનો પોતાનો માનસિક નિશ્ચય હોવાથી બધી ગોઠવણ થઇ

આ પ્રમાણે નિર્ણય થવા પછી સર્વ વિખરાયા કુટુમ્બીઓ વાત ચીતથી તથા આટલા દિવસના શ્રમિત હોવાથી નિદ્રામા પડયા



કોને આશ્વાસન આપતો, અને તેમની પડતી અડચણો દૂર કરવા પ્રયત્ન કરતો એટલે સર્વને સુખ આપવું ધ્યાનમાં લીધું

ભુપસિંહના રાજ્યના પણ દુત મોકલી યાજના મુજબ જણાવ્યું ચંદ્રાએ ત્યાંના પ્રધાનને સર્વ તૈયારી કરી રાખવા હુકમ આપ્યો આઠમે દિને સર્વેએ ત્યાં જઇ ભુપસિંહની ગાદી સ્વીકારવાનું કાર્ય ગોઠવ્યું

આખા સોનગઢ રાજ્યમાં હર્ષ જણાયો મૂળસિંહનો શોક ચાર પાંચ દિવસમાં દૂર ન થાય પરંતુ યુદ્ધમાં મરાયલા તથા પાછળથી પોતાની કીર્તિને ઝાંખપ લગાડ્યાથી તેના પ્રત્યેનું સર્વને માન ઓછું હતું અને વિશેષ ચંદ્રા તથા મોહિની પ્રત્યે રાજા કરતા પ્રજાનો અદ્ભુત મન હતુ

ચોથે દિવસે રાજાને યોગ્ય ધર્મ, દાન કરી મૂળની ક્રિયા ઉજવી સર્વેએ શોકનું કાઢ્યા ને તેનું વિસ્મરણ કરવા નિમિત્ત શાન્તિ યુક્ત ઉત્સવો લીધા

બીજે દિવસે પ્રાતઃ થતા સોનગઢમાં દુંદુભી, વાજીંત્રો શરણાઇઓ, વાગવા લાગ્યા આજનો સોનગઢનો આનંદ અવર્ણનિય હતો ગામે-ગામથી માણસોની મેદની આવતી સોનગઢમાં એકજ રાત્રીમાં થયેલી તૈયારી આશ્ચર્ય પમાડે તેવી હતી સર્વ તે કાર્યમાં ઉત્સાહથી ભાગ લેતા હતા રાજભુવનમાં શુભમંગલ ગવાયા, ને આઠ વાગતામાં લગ્ન મંડપમાં સર્વ જનસમુહ પોતાની યોગ્યતા મુજબ ગોઠવાઇ ગયો સૂર્ય આવ્યો પોતાના આસન પર બેઠે જગદીશ સાથે જ હતો સૂર્યના મુખ ઉપર આનંદ ન હતો કેમકે પિતાનું મરણ તેને સાલતુ હતુ ચંદ્રા પણ સાદા આકર્ષક વસ્ત્રો ધારણ કરી ત્યાં આવી મંડપમાં શાન્તિ હતી સર્વના મુખ ઉપર હર્ષની છાયા હતી પરંતુ આખા મંડપમાં ચંદ્ર

જાણના મુખ ઉપર શોક છવાઇ રહ્યો હતો હૃદય શોકથી ભરપુર હતુ પરતુ અન્યને તેની જાણ ન થાય માટે મુખ હર્ષીત બનાવવાના ડોળ કરતા પણ હૃદયની છાયા મુખ પર તરતજ પ્રસરતી કેટલાકને આશ્ચર્ય થયુ પરતુ પોતાના વડિલોના મરણ મનને સહજે ખેદ આણે એ નવાઇ જેવુ નથી તેમા શોકમા આનદ કેમ સહેવાય ! છેવટના ધવાજે વિધી પુરી કરવો તેથી પ્રજાની જાણ ખાતર અથવા કોઇ મહેણા ન મારે તેથી આવી ઉપલક ક્રિયા કરવામા આવી

સર્યુ પિતાના મરણના શોકને ભુલ્યો ન હતો તેમા પણ આ લગ્નનો આનદ ! તે સમજતા કે આ આનદ શુ કામના ? હૃદયના લગ્ન તેજ ખરો આનદ છે ! પ્રથમ પરીચયે ખુબ આનદ કાઢો હતો હૃદયે હૃદયના લગ્ન થઇ ગયેલા માત્ર દેહના લગ્ન આજે કરવામા આવ્યા કેમકે રાજવાન્સ ત્યારેજ થઇ શકે મોહિનીએ સ્વયવરની માફક વરમાળા સર્યુના કઠમા આરોપી હર્ષનાદ થયો વાજીત્રો વાગ્યા સર્યુ અને મોહિની દુનિયાની દ્રષ્ટિથી પતિ પત્ની મનાયા ચદ્રાએ આશિષ દીધા જગદીશે પણ મિત્રને આશિષ આપી લગ્ન ક્રિયા થઇ બાદ થોડા જ વખત પછી રાજ્યાભિષેકની ક્રિયા કરવામા આવી મેદની ત્યાથી ઊઠી રાજભુવન તરફ વળી સમય થતા સર્યુના કપાળમા રાજગોરે તિલક કરી રાજમુગટ ધારણ કર્યો ને મોહિનીને રાજ્ય રાણીપદે સ્થાપી, તેને પણ મુગુટ અર્પવામા આવ્યો સર્યુને હર્ષ થયો

સોનગઢની પ્રજાએ સર્યુને આજથી પોતાનો રાજા માન્યો માન, ચાહની લહાણી થઇ પ્રજાને કેટલાક કાયદાથી છુટ અર્પી બદીવાનો છુટા કર્યા આ પ્રમાણે સાનગઢ પ્રગેનુ કાર્ય પુરૂ થયુ અને સોનગઢ પ્રજાને સુખ સૂર્યના દર્શન કરાવ્યા

ગજા પ્રજાને સબોધી સયુસિહ રાણાએ વિનયુ કે હુ આવા અલ્પ સમયમા, ખરેખર શોક વચ્ચે અહીનો ગાદીપતિ થયો છુ માગથી તમારૂ કે રાજ્યનુ કાઇ થઇ શકયુ નથા પરતુ એક નિયમને માન આપી મારે આ વર્તન કરવુ પડ્યુ છે લગ્નને રાજ્યાભિષકની ક્રિયા, નામનો માત્ર ચદ્રાદેવીના માનની ખાતર સ્વીકારવી પડી છે નિયમ પૂર્વક મારે મારા પિતાની ગાદી ઉપર ક્રિયા કરવી જોઇએ ને ત્યા યોગ્ય સમયે તે ક્રિયા થશે ત્યારેજ હુ ખરો રાજકરજમા જોડાઇશ ને મારા સત્ય લગ્ન પણ ત્યારેજ ગણાશે આપ સર્વ તે પ્રસગે પધારી મને આભારી કરશો

પ્રજાના તથા કેટલાક શકાશીલના મનના ખુલાસા થયા તથા સયુની કદર સર્વે એ કરીને, તેને આશિષ આપ્યા સર્વ વિખરાયા ચદ્રાને પણ સતોષ થયો રાજા, રાણા ઠાકોર તથા સૈન્યને પોતાના વતનપર જવા હુકમ ફરમાવવામા આવ્યો ને કુન્દનપુરીની રાજ્યા ભિષેકની ક્રિયા પ્રસગે પધારવા આગ્રહ સાથે વિનતી કરી

બીજે દિવસે ચદ્રા, સયુ મોહાની, જગદીશ વગેરે રાજવર્ગ ચદ્રાના પિતાના નગર પ્રત્યે વળ્યો વખત થતાજ સર્વ પહોચ્યા તેની પ્રજાને ખુશ રાખવા ખાતર સયુએ ત્યાનુ ગાદીપતિપણુ ચદ્રાની બહેન તરીકે સ્વીકાર્યુ સર્વેએ માન્ય રાખ્યુ પ્રજાએ પોતાના નવા રાણાને આશિષ દીધી રાજાએ પ્રજાને પોતાના અમૃત તુલ્ય વચનોથી સતોષીને સોનગઢની પ્રજા માફક તેને પણ નિમત્રણ કર્યુ

છેવટે સોનગઢનો તથા રામપુરનો કારભાર પ્રધાનોને સોંપી સયુ-સિહ સ્નેહીઓ સાથે પોતાના રસાલા સાથે કુન્દનપુર તરફ વળ્યો ચદ્રાદેવી સોનગઢ પધાર્યા. પદર દિવસ પછી કુન્દનપુરી આવવા વચન

આપ્યું મોહિની છુટી થઇ બન્નેએ ખુબ અશ્રુ ઢાળ્યા

આમ જ્યાં ત્યાં બન્ને રાજગાદીનું માન મારાયનના સર્યું કાળથી છુટી કુન્દનપુરી તરફ જવા અત્ય રીતે મધુસિહ ગાદીપતિ થવાથી મહારાજાધિરાજને લાયક થતા તેને નાની ક્રિયાઓની ઠેર ઠેર જરૂર ન હતી છતાં ધર્મે તે કામ સ્વીકાર્યું ખરો રાજા કુન્દનપુરનો ચક્રવર્તિ પદે ગાદીપતિ હરજ કેહેવાશે

આ પ્રમાણે ચંદ્રાદેવીની ઇચ્છાનુસાર કાર્યથી પરવારી મધુસિંહ, મોહિની તથા મિત્રની સાથે જન્મભુમિ તરફ માર્ગ કાપવા લાગ્યા ચંદ્રાદેવી બે ત્રણ દીન પિતાને ત્યાં રહી પ્રધાન વગેરેને સમજુત કરી જણાવ્યું કે હવે આપણું રાજ્ય કુન્દનપુરીના સામ્રાજ્યમાં ભળી ગયું છે તેમને માન આપી તેની સુચનાનુસાર કાર્ય કર્યા કરવું

બાદ પિતૃગ્રહેથી સ્ત્રી ધર્મ પ્રમાણે પતિગૃહ તરફ ચંદ્રાદેવી વીદાય થઇ મોહીની પણ ધર્મ મુજબ પતી સાથે વિદાય થઇ આનનના વિચારતરંગોમાં ઝોકા ખાતો સોનગઢ આવી સરદારોને તથા કાર્યવાહકોને બરાબર રીતે રાજ નિયમો તથા પ્રજા સુખમાં બરાબર ધ્યાન આપવા જણાવ્યું પ્રધાનોને પણ હુકમ અપાઇ ગયા અત્યારસુધી મુળના પલટાયા પછી જે અધાધુંધી ચાલેલી તેની વ્યવસ્થા કરવામાં દેવીએ ચિતને પરોવ્યું સોનગઢમાં તથા પિતાના રાજ્યમાં આ પ્રમાણે ચંદ્રાએ શાંતી સ્થાપી સોનગઢ પણ હવે કુન્દનપુરીના સામ્રાજ્યમાંજ જોડાઇ ગયું ને કુન્દનપુરી મહારાણી તેજ સોનગઢનો રાણી ગણાવા લાગ્યા

ચંદ્રાદેવીએ હવે પોતાનું વધ્રવ્ય કેવી રીતે ગાળવું ? મનુષ્ય

જીવનનુ શ્રેય કેમ કરવુ ? પ્રજા કલ્યાણ ની રીતે કરવુ તે વિચારમા ગોથા ખાતા માત્ર ને જીવનમન્થન શરૂ કર્યું સર્વ નિશ્ચય હૃદય સાથે કરી સર્યુ તથા મોહીનીની બધી મર્વ ખુલાસા કરી, સહાનુભુતિ મેળવી ગાઢ સમાર વ્યવહારની ખાલી ઉપાધીથી મુક્ત બની, ધારેલી ઇચ્છા પર લાવવા ચોક્કસ વિચાર કરો ને તે કુન્દનપુરીમા સર્યુમિત્ર-ના રાજ્યાભિષક પછીથી

**સર્યુ**, સ્નેહીઓ સાથે માર્ગ કાપતો જતો હતો રસ્તામાજ બ્રહ્મપુરી આવતી હતી તેથી જગદીશે મિત્ર પાસે બે દિવસ ત્યા રહેવાની માગણી કરી મિત્રે તરતજ હા પાડી, અને પોતે જવા રજા માગી, સમય વિચારી જગદીશે પણ હા ભણી, એટલે સર્યુએ સૈનિકો સાથે સ્વનગર તરફ પ્રયાણ કરવા ઇચ્છયુ, ને જગદીશે બે દિવસ બ્રહ્મપુરીમા રહી આનવા નક્કી કર્યું બ્રહ્મપુરી જણાતા મિત્ર, તથા ભગિની રૂપ મોહીનીને પ્રણામ કરી જગદીશ છુટો થયો માતાને શુભ સમાચાર પાઠવ્યા જગદીશના યુદ્ધમા આવ્યા પછી વૃદ્ધ માતાની માદગી શરૂ થઇ હતી સુશીલા સેવામા રહેતી અનારનવાર સમાચાર આવ્યા કરતા હતા જગદીશને તેથી શાતી હતી



# પ્રકરણ ૩ ત્રીજુ.

## સુંદરી !

વાચક ! બ્રહ્મપુરીનું આપણી વાર્તાનું પાત્ર આપણાથી અપરિચિત હોવાથી તેના સહજ પરિચય કરીશું.

બ્રહ્મપુરી સોનગઢ રાજ્યમાં સુખી અને આનંદી ગામ હતું ત્યાંના હવા પાણી આખા સોનગઢ રાજ્યમાં સરસ ગણાતા રાજાઓ પણ ત્યાંજ હવા ખાવા આવતા તેની શોભા પણ અપાર હતી સોનગઢથી કુન્દનપુરી જવાના માર્ગમાં વચ્ચેજ તે આવેલું હતું વિદ્વાનો પણ ત્યાં આગળ પડતા હતા બ્રહ્મપુરીના સર્વ વિદ્વાનોમાં અગ્ર પદ ધરાવતા વિદ્વાન વિદ્યાસાગરનું નામ જગજાહેર હતું જેવો વિદ્યામાં નિપુણ હતો તેવોજ નીતિમાં એક્કા હતો ઘરમાં ત્રણજ માણસ હતા પોતે, પત્ની અને બાળકી-સુંદરી ! વખત જતા પત્ની કાળના સપાટામાં આવી મૃત્યુ પામી એટલે સુંદરીની સર્વ વ્યવસ્થા, કેળવણીનું કામ સઘળી દેખરેખ સાગરને રાખવી પડતી તેથી તેનામાં આદર્શ સ્ત્રી તરીકેના સર્વ ગુણોએ સ્થાન મેળવ્યું ગુજરાતી સિવાય સંસ્કૃત, હિન્દી અને મરાઠી ભાષા તેણે શીખી લીધી બંગાળીનો અભ્યાસ ચાલતો હતો વેદાંતના ઘણાખરા પુસ્તકો તેણે વાંચ્યા ઉપનિષદો તો મોઢે કરી દીધા

આમ પિતા, પુત્રી જીવન આનંદમાં ગુજારતા ' **આનંદ એજ ઉત્તમ સુખ છે** ' પરિચિત જનસમુદાયમાં તેમના એકી કંઠે વખાણ

થતા સુન્દરી બાદ વરસની થતા કેટલાક જુના વિચારના સ્નેહી, સબંધીઓએ સાગરને તેના લગ્નની તજવીજ માટે કહ્યું પરંતુ તેમણે ધ્યાનપર લીધુ નહિ તે તો પોતાની પુત્રીના વિચારને માનુકુળ થયુ ઇચ્છતા

સાગરને પણ પુન પરણવા માટે કેટલાકોએ આગ્રહ કર્યા પણ તે સર્વનો ઇન્કાર કરી પોતાના વિચારમા મક્કમ રહ્યા

પિતાએ, સુન્દરીને તેના લગ્ન માટે પ્રયત્ન કરી તેના વિચારમા સુન્દરીએ ઇન્કાર કર્યા અને જીવન પર્યત હુ બ્રહ્મચર્ય ધારી રહુ તેમ કહ્યુ પિતાએ આશ્ચર્ય પામતા જણાવ્યુ "બેન ! તારા વિચાર સ્તુત્ય છે પરંતુ આ યારની અજ્ઞાન, અધ કેળવણીમા મશગુલ બનેલી સર્વને પોતાના જેવીજ ધારનારી, કઠિન વ્રત તો કોઇ પાળીજ ન શકે તેમ માનનારી, સમાજ તને નિદશે તારા વ્રતમા વિઘ્ન નાખશે તુ તે પાળી શકે એવી મારી આશિષ છે તેમા તુ વિજયીભૂત થવા પણ બેટા ! સાચવજે તે માર્ગ બહુ કપરા છે !"

પિતા ! મને તમારા આશિષનેજ ઇચ્છતી હતી સમાજ ! આ સમાજને બતાવીશ કે, શુદ્ધ રજથી ઉછળેલા, ઉત્તમ સસ્કારી કેળવણી પામેલાને જેને સસારમા મોહ નથી, એવા આત્માઓ સમાન કઠિન વ્રતને પાળી બીજાને પળાવવા આદર્શ બતાવી શકે છે કે નહિ ? પિતા આપને સશય રાખવાની કાંઈ જરૂર નથી

આ શબ્દો સાભળતા પિતા આનદ પામ્યો હર્ષાશ્રુ ઉભરાઇ ગયા પુત્રીને હૃદય સાથે ચાપી વૃદ્ધ પિતાએ પોતાની વ્હાલી ક્યા સુધી રહેશે તે માટે નિશ્વાસ નાખ્યો ?

પિતાને નિશ્વાસ નાખતા જોઇ સુદરીએ પ્રશ્ન કર્યો પિતા ! આપ

હજી પણ કેમ શોકમાં ડુબેલા છો ? કાંઈ વિમાસણ રાખો છો કે શું ?

ના બ્હેન ! હું હવે વધુ વખત નહિ ટકું પછી તારૂં શું થશે ! તે વિચારોમાં છું પિતાએ જણાવ્યું

પિતાશ્રી ! તમો સુજ્ઞ, જ્ઞાનીને માટે વિચારવાનું ન હોય મર્મનો પ્રશ્ન છે માર હવે તમારે શું વિચારવું રહ્યું ? મેં તમારી સર્વ ઉપાધિ મટાડી છે **પિતાઓને પુત્રીની ઉપાધિ તેના લગ્નમાં છે'** તે નહોય તો પછી અન્ય શું ? માની મન અવસ્થા આપના શિક્ષણના પ્રતાપે હું ફરી નકીશ આપની વિદ્વતાને અલંકૃત કરીશ ધનનો સદુપયોગ કરીશ અને ! બનશે તો સમાજને બતાવીશ કે " **એક પુત્રી એક પિતાના ધનનો ચંડાળની માફક દુરૂપયોગ કરનાર પુત્ર કરતા સહસ્ર ગણો સરસ ઉપયોગ કરી પુરૂષ કરતા સ્ત્રી, પિતૃકુળને ઉજાળે છે તે બતાવીશ** ! પિતા આપ ચિંતાથી મુકત થાઓ

આમ પિતા, પુત્રી વારંવાર ખુલાસા કરી આનંદમાં રહેતા વખત જતા કાળનો સપાટો વિદ્યાસાગર ઉપર આવ્યા તો આત્મા દેવલોક પામ્યા શરીર સળગી ગયું સુંદરી ! આત્મતત્વની ઉચ્ચતા સમજનાર સુંદરી ! બે પળ શોક પામી શાંત થઈ, ધર્મ ક્રિયા થઈ વિદ્યાસાગરની સર્વ મિલ્કત સુંદરીને સોંપાઈ અને સમજુ, પ્રજ્ઞા અને નીતિ સંપન્ન બે શેઠીઆઓને તેના ટ્રસ્ટી નીમ્યા

હવે સુંદરીએ જાહેરજીવનમાં ભાગ લેવા માંડયો વિદ્યા જેમ વપરાશમાં આવે તેમ ખીલે છે' તે ન્યાયે પિતાએ દાન કરેલી વિદ્યા ઝળકાવી સુંદરીએ પુસ્પત્વ જાહેર કર્યું તેને કોઈ કનડતું નહિ તેને સર્વ કોઈ સમાન માનતા પરંતુ કળિના પાસમાં ફસાયલા કેટલાક

દુષ્ટ કનાગારો તેના ઉપર તરાપ મારી નીતિભ્રષ્ટ કરવા ફાંફાં મારતા તેમ ન ફાવતા ત્યારે કલંકિત કરતા પણ ચૂકતા નહિ સુંદરીના કઠિન અને ભીષ્મ વ્રતની સર્વને જાણ હતી ન્યાત જાતે એને વધુ ચર્ચા કરવી છોડી હતી કેટલાક અજ્ઞાનીઓ તેને પથ તજી લગ્નની માગણી કરતા તેનો ઉત્તર સરસપણે તે આપતી કે ફરી તેમ કરતા આગ્રહો ખાય તેની વ્યાવહારિક વ્યવસ્થા પિતા તુલ્ય પિતાના વૃદ્ધ મિત્રો કરતા તેને સર્વ રીતે આનંદ હતો કેમકે સંસારમાં તે ન હતી પરંતુ સંસાર તેણે પોતાના સમાવ્યો હતો આ અવસ્થા તેની પદને યશ માજ હતી

ગૃહકાર્યમાં તે એક્કો હતી શારિરીક સુખની ખાતર, પાણી ભરવું વગેરે કાર્ય પોતેજ કરતી એક દિવસ ગામના પાદરે, સાદા પણ પવિત્ર કુલિન સ્ત્રીને ઘટે તેવા વસ્ત્ર ધારણ કરી ચાંદીના બેડામાં પાણી ભરવા કુવા ઉપર ગઇ હતી મહા શિવરાત્રીનો તહેવાર હતો સ્ત્રીઓની ઠઠ જામી હતી સુંદરી પાણીનું બેડું શિર પર ચઢાવી જતી હતી તેવામાં તેના જોવામાં કંઇ આવ્યું

રસ્તા ઉપર એક ચોતરા મુસાફરોની સવડ માટે બાંધેલો હતો ત્યાં ઘણા ખરા ગરીબ અને હલકી જાતના લોકોજ મુકામ નાખતા પરંતુ આજ એકાએક ઉચ્ચ, કાન્તીમાન, વિદ્વતા જેના મુખ ઉપર ઝળકી રહી છે તેવો વીસ વર્ષનો યુવક શોકિત મુખથી આરામ લેતો જણાયો સુંદરી ત્યાંથી નીકળી યુવકને દીઠો કોણ જાણે કમ ' પૂર્વના ઋણાનુબંધે પોતાનું નિકટ સ્નેહી નહોય, તેમ તેને જોતા આંખ માંથી અશ્રુના બે ટીપાં પડયા યુવક થાકેલો હોવાથી તેને ચેન નહતું આંખ મિંચાયેલી હતી તેણે જેવી આંખ ઉઘાડી, તેવીજ સામે એક

યુવાન, તેની સમાન બાળા પોતાની સામે આવું મારતી દીઠી. સુંદરી સ્તબ્ધ બની હતી. કેટલીક સ્ત્રીઓ શંકામાં, વિચારમાં પડી. તેના સ્વભાવને જાણતી હોવાથી શંકા દુર થઇ. કેટલીક સાહીઅર સાથે હોવાથી, તેમણે સર્વેએ યુવકને જાગૃત કર્યો ને આડી રી, સુંદરીએ પોતાને ત્યાં ગામમાં મુકામ રાખવા જણાવ્યું. નિર્મળ હૃદયનો યુવક ઉપકારને વશ થયો. તૈયાર થયા. મન સાથે કલ્પના કરવા લાગ્યા. શ્રમ ઘણો હોવાથી ધીમે પગલે તે બાળાઓની સાજુમાં ધીમે ધીમે ચાલવા લાગ્યો.

સુંદરીને જોતા તેણે, વિચાર્યું કે આ કોઇ અલૌકિક બાળા લાગે છે. ચાલ જીવ! સત્ય સર્વ જણાશે.

વિદ્યાસાગરનું મકાન આવતા, યુવકને આનંદ થયો. પરદેશી મહેમાન વિદ્વાનને ત્યાં મુકામ પામ્યો. સર્વ બાળાઓ છુટી પડી. સુંદરીએ એકું ઘરમાં મની તેને આરામસ્થાનમાં બેસવા જણાવ્યું. મધ્યાહ્ન થવાની તૈયારી હતી. તેથી તેને શૌચ ક્રિયાથી પરવારી, સંધ્યા વગેરે કાર્યથી પરવારવા જણાવ્યું. યુવકે તે કાર્ય આટોપી લીધું. બાદ શિવરાત્રી હોવાથી ફલાહાર કરવાનો સમય થયો. સુંદરી, અને પરદેશી મુસાફિર યુવક સામસામા બેઠા. અરસ્પરસ વાતચીતમાં જણાવ્યું કે હું સોનગઢ કાર્યવશાત્ ગયેલ, ને મારા વતન કુન્દનપુરી પરત જતો હતો. શ્રમ લાગવાથી આરામ ખાતર ચોતરા પર મુકામ કર્યો. વાતચીતમાં બન્ને એકજ જ્ઞાતિના નીકળ્યા. વિદ્વતા તેના વાક્યોમાં જણાવા લાગી, અત્યારે તે ઇંદ્રપુત્ર જેવો જણાતો હતો. સુંદરીએ પોતાના જીવનના અનુભવેલા પુરુષોમાં સર્વથી ઉચ્ચ પુરુષ આત્મા આજ જોયો. જોનારાને બન્નેમાથી એકએક ચડીઆતા જણાતા હતા. વિશેષ પરિચયમાં આવતા યુવકના નામની પૂછપરછ થઇ.

સુંદરીના જીવનને પ્રતિમારૂપ બતાવ્યું ને સર્વને આદર્શ જીવનની રૂપરેખા જણાવી.

સુંદરીએ બાળ, બાલિકાને બોધ આપી, નવિન ભૂમિકા રચવાનું કાર્ય ઉપાડ્યું હતું. ચર્ચા ખલાસ થઇ. શિવરાત્રી હોવાથી શંકર સ્મરણ કરી શિવસ્તોત્ર, વગેરે ગાઇ પ્રસાદી વહેંચી સર્વ છૂટા થયા. જગદીશ પણ શ્રમીત હોવાથી ઉઠ્યો, તે પોતાની પથારીમાં નિદ્રાધીન બન્યો.

સુંદરી પોતાના સુતા પહેલાના અભ્યાસમાં વળગી. પૂરો થયે નિદ્રામાં પડી.

---

# પ્રકરણ ૪ થું.

---

### આરંભ લગ્ન

આ પ્રમાણે એકમેકને રૂપમાં, ગુણમાં વિદ્વતામાં એકતા પામેલા એ શરીરધારી આત્માઓ વાતચીતમાંથી નવું નવું શીખવા પામ્યા. બીજે દિવસે સવારે પારણું હોવાથી બ્રહ્મભોજન થયું. આ નિમિતનું ખર્ચ સુંદરીને ત્યાં ચાલુ હતું.

જગદીશે સુંદરી પાસે જવાની રજા માગી. ના પાડી અને થોડા દિવસ રહ્યું જ્ઞાનલાભ મળે તેથી વિનતિ કરી. જગદીશને તે આગ્રહ વશ થવું પડ્યું.

આમ બે ચાર દિવસ વીત્યા, સુન્દરીના સર્વ વિચારોથી આચા-રથી જગદીશ અનુભવી થયો જગદીશે તેને ધન્યવાદ આપ્યા છતા અધિક અધિક ચેતવણી પિતાએ આપેલી, તે કરતા વિશેષ આપી "ચાલુ સમાજમા આ જીવન ઘણુ ભયરૂપ છે, તેને ઘણી સાવચેતી રાખવી જોઇએ અરે ! રાજકુમારી, બહોળા કુટુમ્બમા વસનારી બાળા ઓથી પણ આ વ્રત કઠિન છે તે કરતા સર્વ રીતે અબલા–કમળી–સુન્દરી ! તારૂ વ્રત ઘણુ કઠિન છે '

જગદીશે સુન્દરીને પોતાનો આત્મા માની લીધો દરેક રીતે હૃદય ખોલી પોતાના ઉમરા ખાલી કર્યા હૃદય અર્પણ કરી દીધુ પરતુ "પ્રભુ ! બન્ને યુવાન શરીરને પવિત્ર રાખો " એવી તેની પ્રાર્થના પળે પળે ચાલુજ હતી બનતા લગી, તે એકાંત રાખતોજ નહિ કેમકે તેને ત્યા ઘણો બાળ બાલિકાઓ ઘર માફક રહેતા

એક દિવસ બન્ને જણ બેઠા હતા જગદીશ પોતાના જીવનની રૂપરેખા કહી સભળાવતો હતો સુન્દરી પણ તેમા પોતાના જીવનનો ઉમેરો કરતી હતી, તેને પડેલા કેટલો દિનો તેણે જગદીશને જણાવ્યા જેથી વ્રતની મહત્તાને જગદીશે પૂરતી આપી સુન્દરી અત્યારે સત્તર વર્ષની હતી પિતાના મરણ બાદ બે વર્ષમા અનેક પ્રસગો તેને વીત્યા કેટલાક વખત તેનુ મન ડગતુ કેટલીક વખત પશ્ચાતાપ કરતી; પરતુ છેવટ પિતાને આપેલુ વચન દૃઢ કરી સર્વ રીતે બચાવ કરતી

વાતચીતમા સુન્દરીએ જગદીશ સમક્ષ તેના મુખ તરફ જોતા ખૂબ રડવુ શરૂ કર્યુ જગદીશે ધિરજ રાખી તેને શાત કરવા માડી સુન્દરી વિશેષ રડવા લાગી છેવટ સુન્દરીના શરીરને પવિત્ર ભાવે સ્પર્શ

ભૂલ્યા નહિ ચુકુ તારા પ્રજીવનના પિતાનને માન આપી આજથી હું તને મારા આત્માની દેવી આત્મસ્વરૂપ હંમેશથી લેખી લઇશ પરંતુ સુંદરી ! પ્રભુ તને પ્રેરણા કરે, મદદ કરે, નિરંતર સહાય કરે, કે તું તારૂં જીવન, પવિત્ર રાખજે કેમાર્ગ નભાવશે તે વ્રત પૂરૂં કર, અત્યનું ઇચ્છ્યું પ્રભુ પાસે માગી સ્નેહીઓને તારશે. એ પ્રાર્થના !"

સુંદરીએ ગદ્‌ગદ કંઠે કબુલ રાખ્યું. નાથ ! માગ ઇશ ! તેજ ભાવ પ્રેમમાં પડયું છે તરે, હવે પ્રભુ હસ્તે ! બીજું તારા હસ્તે પ્રભુ તારી, મારી, અરે ! મા ના પિતાની ટેક જાળવે

સમાજ ! તું પણ મને અનુકુળ બની તારી કોમળ પુત્રીઓને તે જીવનનો માર્ગ શીખવવા તત્પર થજે

જગદીશે હાથ માર્યું સુંદરી ! હજી મારે તને ઘણું કહેવાનું છે, પ્રથમ પગથીયું તું ચઢી છે હવે તારે જાણવાનું શીખવાનું બાકી છે સમયે તને જણાવીશ હાલ તો તું તારા વ્રતમાં મકકમ રહી તારા ચાનુ નિયમીત ક્રમ શરૂ રાખજે

સુંદરી—જગદીશ ! મારા અંતર પ્રભુ ! તારા, મારા પવિત્ર આત્મ લગ્ન થઇ ચૂક્યા એકમેકને સંકટે સહાય થવાનું, સુખમા ભાગીદાર થવાનું સ્વીકાઇ ચુક્યું માત્ર શરીર સંબંધ નહિ, એજ આપણી બહિષ્કાર વસ્તુ ગણાઇ ચૂકી જગતને તેનું ભાન થાય પ્યાર એ પ્રેમ નથી, પ્રેમ એ મોહ નથી તેની સમજ થઇ સત્યના દર્શન થાય અરે !

"જગતમા સ્નેહના બિંદુ વિના નથી કો અણું ખાલી,
પરંતુ દૃષ્ટિના દોષે મળેના સ્નેહની પ્યાલી"

જગદીશ —" અરે રે ! મોહને કાજે, ચડે છે વિશ્વ ચગડોળે
પ્રણય એ પ્યારને માની, પ્રાણીઓ વિષ તો ધાળે.'

પરંતુ સુંદરી ને, લેશ પણ એનામાં સ્વાર્થ વસ્યો કે તરત માન જે કે સર્પનું ઊંધું રૂપ પલટાઇ જવાનું કેમકે " **પ્રેમ એ જુદા જુદા રૂપે જગતમાં વસે છે. માતા, પિતા, બ્હેન, ભાઇ, પતિ, પત્ની, અરે ! સ્નેહીઓ એ સર્વ જુદા જુદા શરીરોના જુદા જુદા ધર્મથી પ્રેમ બિરાજે છે વસ્તુ એક છે ધર્મ જુદા છે માટે તો.**

નમસે સ્વાર્થે ન પ્રેમે, અનેખરું ભાવ ચગાળી ને "

સુંદરી —ઇશ ! એ ક્ષુદ્ર વાત જવા દો—પ્રભુ તેમાંથી બચાવે

આ પ્રમાણે બન્ને આત્માઓની એકતા થઇ જગદીશ પોતાના વતન ગયો અવારનવાર બન્ને સંપ મદદ બનતા જરૂર પડે ગુંચવણનો ઉકેલ કરતા આમ જગતને બન્નેના નેહની જાણ થઇ ખાતરી થઇ અને દિવસે દિવસે સુંદરી તરફ વધુ વધુ પૂજ્યભાવ પેદા થયો આજ પુરી આખું સુંદરીને કુમારીબ્હેન નામથી ઓળખતું જગદીશને તેનામાં ફરક એજ હતો કે સુંદરી કુમારી હતી ત્યારે જગદીશ લગ્નથી જોડાએલો હતો ઉચ્ચ સુંદરી હતી જગદીશનું માન પણ જગતમાં વધ્યું પ્રાણધનભાત રાજપુત્રની મિત્રતા થઇ, તેથી તેનું જીવન ઉચ્ચતર થયું

\+ + + + +

આમ એક વર્ષ વીત્યું. સુંદરી પોતાને નડતી આંટીઓ જગદીશને જણાવતી જગદીશ તેનો ખુલાસો કરતો કેટલીક વખત સુંદરી ની બતાવે, ઉદય કોઇક પોતાના પ્રતાપે બીજાની વ્હેમખાતી.

જગદીશ, યુદ્ધમાં મહાયશને પ્રાપ્ત થયેલા જગદીશ, દુખનો અંત આવી સુખ સૂર્યના તેજનો પ્રભાવ શાળી જગદીશ મળ્યો સુંદરીએ જીવન ધન્ય માન્યું બન્નેએ પોતપોતાની વિતકો કહી જણાવી મોહિનીના સમાચાર જાણતા ખૂબ શોક થયો સર્યુબહેનને મોહિનીએ વરમાળા આરોપવાના સમાચારે આનંદ થયો બે રાજગાદી મળવાની ખબરે આનંદ થયો ચંદ્રાની ધીરજ, પરાક્રમ ને ધર્મે આશ્ચર્ય થયું

જગદીશથી બોલી જવાયું કે "સુંદરી ! ઇશ્વરે શું રૂપ કરી એક કુમારી, બીજી ગૃહસ્થાશ્રમી ત્રીજી વિધવા હવે ત્રણે જગતને શું નવિન રંગ ચઢાવે છે તે જોવાનું છે ! '

વિશેષમાં જગદીશે હવે સુંદરીને કુન્દનપુરી રહેવાની ભલામણ ફરી કબુલ કર્યું, જગદીશ બે દિવસ બ્રહ્મપુરી રહી કુન્દનપુરી જવાનો હતો, બ્રહ્મપુરીમાં કેટલાકોને મળવાનું હોવાથી ગામમાં ગયો હતો

કુમારીને ત્યાં કેટલાક મોહાંધો, કામી પુરુષો પણ આવવા ચૂકતા નહિ મીઠી મીઠી વાતો કહાડી, મોઢાથી મીઠું બોલી છેવટ વિષમાં પરિણામ લાવતા સુંદરી તે વિષ તેમને ગળે વળગાડતી છતાં કોઈ કામી કીડો અનુભવ કરવા તત્પર થતો

વાચક ! આપણને એ જાણવાની અગત્ય છે કે કંચનનું શ્વસુર-ગૃહ અહીંજ હતું, કંચન અત્યારે સાસરામાં આવતી જતી થઈ છે છતાં તેનો મૂળથી પડેલો સ્વભાવ તજી શકી ન હતી હરિપ્રસાદ તેનો મોહાંધ કીડો બની ગયો હતો અવાર નવાર કુન્દનપુરીથી બ્રહ્મપુરી આવતા ચૂકતો નહિ કંચનના ઘરમાં તેનુંજ સ્ત્રી રાજ્ય પ્રવર્તતું હતું એટલે કંઈ વાંધા જેવું ન હતું હરિપ્રસાદે જગદીશના આગમન

જીવનની તપાસ રાખી તેને ફસાવવાનુ તથા તેના કામમા કંટક બન વાનુ કામ લીધુ હતુ પરંતુ ઇશ્વરના બાળકને તે પાપીની શુ આંચ આવી શકે ? તે બ્રહ્મપુરીમા આવતા સુન્દરીના જીવનના વખાણ તેણે સાંભળ્યા પાપી, નામને લજવનાર હરિપ્રસાદ પિતાનો કુલાંગાર દિવો સુંદરીને ત્યા જવા તૈયાર થયો સુન્દરીને ત્યા સર્વ કોઇને આવવાની છૂટ હતી સર્વે તેની સાથે વાદવિવાદ કરતા ને તેના જ્ઞાનના અંગ નિશ્ચયથી આશ્ચર્ય પામતા

“ મોહાધ કીડો પારસમણીને ત્યા આવ્યો ” અરસપરસ પિછાણ થતા જગદીશના પીછાણે તથા સગાઇએ તેને વિશેષ માન મળ્યુ

મોહાધ હરિએ દરેકમ અધુરો હતો વિદ્વતાના તો દુશ્મન હતો સુદરીના તેજમા તે અંજાયા પરંતુ મોહને કામમા એકકા હતો નિયમા નીચ કોટીમા પણ તેના પગરનટ હોય અને દરેક સ્થળથી તેનુ અપમાન થઇ, મળ, વિનયીમા ગણાતો કેટલાક સ્થળે માન મળતા ને વિષય આગ સળગતી

તેણે સુન્દરીને સબોધી કહેવા માંડ્યુ સુંદર ' તમારા વખાણ ને નતથી હુ અજાયબી પામુ છુ મને આનન્દને સતોષ થાય છે, પરતુ તે ચિરકાળ ટકાવી શકવુ મુશ્કેલ છે ને તેમા તમે ગોથા ખાશો, માટે કોઇ' સદ્દપાત્ર શોધી તમારી, આબરૂ મર્યાદા સચવાય, પ્રતિજ્ઞા સચવાય તેમ કરી લો એ ઠીક છે કયા સમાજ જોવા આવનાર છે હવે તમારી પ્રતિષ્ઠા જગતમા સરસ પડી છે પછી શુ ? નહિ તો આખરે તમો મદનદેવને વશ થઇ ગમે ત્યા પટકાઇ જશો, ને પછી

પસ્તાશો આટલા શબ્દ કહેતામા તેનુ શરીર આકુળવ્યાકુળ બની ગયુ તેની રગેરગમા કામ વ્યાપી ગયા

સુન્દરીના જીવનનો આ પ્રસગ પહેલાજ હતો તેની વાણી બોલવાની ખૂબી, તેના શબ્દો તેના શરીરની અત્યારની સ્થિતિ અરે ! તેનુ શ્યામને બિહામણુ શરીર જોઇ તે ભય પામી કાઇ બોલવાની હિમત ન રહી 'જેવટ ના ઇલાજે, અન્ય વિષયમા ચિત્ત પ્રેરી, તે તરફ દુર્લક્ષ કર્યુ એટલીવારમા જગદીશ આવી પહોચ્યો જગદીશને જોતા તે કમ્પ્યો પરતુ પછી ધિરજ ધારી બેઠો સુન્દરી એ તરતજ તે ખુલાસા જગદીશને પૂછ્યો

જગદીશ, હરિપ્રસાદના વર્તનથી માહીતગાર હતો તેથી તેણે સુદરીને સબોધી કહેવુ શરૂ કર્યુ !

" દેવી ! આ પ્રશ્ન અસ્થાને છે એ સત્ય છે મદન, પુરૂષ વા સ્ત્રી કોઇને પણ છોડતો નથી પરતુ સસ્કારી મનુષ્યોને તેની જરા આચ આવતી નથી પર દુર્ગુણો, સદ્‌ગુણોના સરક્ષણોથી પલાયન કરી જાય છે ને તે આત્માને નિષ્કટક બનાવે છે

સર્વ સ્ત્રીઓને માટે તો લગ્નજ યોગ્ય છે તારા જેવુ વ્રત સર્વ ન પાળી શકે દરેકને માટે તે નથી નહિ તો કુદરતી ક્રમ નાશ પામે, એ સમાજની દલીલ છે તે અત્યારે હુ તને નહિ સમજાવુ પરતુ અત્યારની સમાજની માનસિક વૃત્તિને તે અરૂચીકર છે તેને બળાત્કારે સ્વીકારે તો અપચો થઇ સમાજ માદી પડે માટે સર્વ માન્ય તો સ્ત્રીઓને લગ્ન ઉત્તમ છે ને તે પતિવ્રતપણાથી શોભી નીકળે પછીથી લગ્ન કરી પુરૂષ અને સ્ત્રીઓ અહોનિશ કામવશ બની વિષયમા રચ્યા રહે તો તેની અધોગતિ સમજવી હા, શાસ્ત્રના

નિયમોનુ પાલન કરી પ્રજોત્પત્તિના નિયમે ગૃહસ્થાશ્રમ પાળે તો ધન્ય છે પરંતુ કેટલાક કામીઓ, પોતાની પત્ની છતાં, અરે! દશ-વીસ, પચીસ એમ ઠેકઠેકાણે વિષય લંપટ બની નિયમ પાલન કરનાર અબળાઓને પણ નિયમ ભંગી કરવા તત્પર થાય છે તે કામી કીડાના જીવતરને હજાર ધિક્કાર છે માટે દરેક સ્ત્રી, પુરૂષે યોગ્ય વય થતાં ગૃહસ્થાશ્રમી બની એક પતી પતિવ્રત પાળવું એ ધર્મ છે!

વળી સ્ત્રી વા પુરૂષ વૈધવ્ય દશાને પ્રાપ્ત થતાં વિષય તૃપ્ત કરવાને અવગાહન કરે છે તે કરતાં પુનર્લગ્નથી જોડાઇ પુનઃ ગૃહસ્થાશ્રમ શરૂ કરે એ ઠીક છે કેમકે તેમનો દિમાગ વિષય શાંત થતો નથી ને તે છેવટ તેને આધિન બની દુષ્કૃત્ય કરે છે છેવટ વિધવા સ્ત્રીઓ જે કૌમાર્ય થી ઉતરતા પ્રકારનું વ્રત પાળવા સરજાયલી છે તે વ્રતને ભૂલી જાય છે ને દુનિયાને દાખલો આપે છે જો વિધવાઓ શુદ્ધ હોઇ એક પતિવ્રત પાળી પછી વૈધવ્ય પવિત્ર રીતે ગુજારે તો આજ સમાજ એક એવો પ્રસંગ આવશે ત્યારે બાલાઓને કુમારી રાખવું પસંદ કરી તેને વધાવી લેશે

જેમ કૌમાર્ય પાળવું કઠિન છે તેમ વૈધવ્ય પાળવું અતિ કઠિન છે કુમારીકાને વિષયોનુ ભાન નથી હોતું તે સ્વાદને નથી જાણતી, તેથી સર્વ જીવન આનંદી રહી ઇશ્વર પરાયણ બની ગુજારે છે પરંતુ વિધવાઓને વિષય રૂપી વિષે વ્યસન લગાડેલું હોવાથી તે બચી શકતી નથી ને છેવટ લોકોને છેતરવા તે ધર્મને પાળનાર ગણાવી છુપાં દુષ્કૃત્ય કરવા તયાર થાય છે તેથી સમાજ તેને નિંદે છે ને તે બરાબર વૈધવ્ય વ્રત પાળે તો તે એક નૈષ્ઠિક બ્રહ્મચર્ય યુક્ત કુમારિકા કરતાં પણ પૂજનીય છે! કેટલીક વિધવાઓ પુનર્લગ્ન

સ્વીકારે છે એ વખાણાય ખરૂ પરંતુ કેટલીક તો બાલ્યકાળ વધવ્ય વ્રતનો રાખી સમાજ તે શાસ્ત્રના નિયમોનુ ઉલ્લંઘન કરે છે તેવા ઘણા દૃષ્ટાંત સમાજ આગળ પડેલા હોવાથી કુમારિકાની પણ આ આપણા હરિપ્રસાદ મુરબ્બી જેવા ઠેકડી-મશ્કરી કરવા ચૂકતા નથી ને સલાહ આપવા તત્પર થાય છે પરંતુ તે ભિચારા પોતાના ઘરમાં પળાતા વ્રત, પોતાનાજ વ્રતને સંભાળી રહે તો સારૂ ! સુન્દરી નિર્ણય બનવાનો સમય છે હા સમય છે જો તુ કોમાય ન પાળી શકુ તો સમાજને તારી પ્રતિજ્ઞા ભૂલી જવા કહે, ને એક પતિવ્રતા બની ગૃહસ્થાશ્રમમા જોડાઈ જા પરંતુ સમાજના ભયને આધારે તારા વ્રતને ન ચૂક ભલે તને કેટલાક ભમાવે છે ભમાવશે, પરંતુ ઇશ્વરનેજ તુ માન

અરે ! સુન્દરી ખૂબ કહેવાય છે ધર્મ બોલાવે છે અરેરે ! આધુનિક સમાજ ! કેટલીક પતિવાળી અબળાઓ પણ દુષ્કર્મને વશ બની પતિને ઠોકર મારી પતિને પાપમાન્તૌ ગૈ નર્કમા નાખી કામાંધ બને છે અને તેને ફસાવનારા નરાધમો તે કર્મ કરતા પાછુ વાળતા નથી તે પરિણામ કોઇ કોઇ વખત ઘણુ વિપરીત લાવે છે ને સમાજ કહે છે કે સ્ત્રીઓથીજ તકરારો વધે છે પછીથી તે ધર્મ કલંકી સ્ત્રી સમય આવે એક ભૂલે હજાર ભૂલ કરવા પાછી પાની કરતી નથી પરંતુ કુલાગારોને ખબર નથી રહેતી કે જે એક પતિ-વાળી સ્ત્રીને તમો ફસાવોછો તેને તમો પણ ધર્મથી વિમુખ કરોછો કે નહિ ? એટલે સુંદરી ! સમાજના મોહને તરછોડ શાસ્ત્રના નિયમોને માન પ્રભુના કુદરતી નિયમને માન આપ

કુમારી હોવાનો દાવો કરનારી કેટલીક બાળાઓ ધર્મને ભૂલી અન્ય માર્ગે ચઢે છે તેથી શું તે નિયમ અસત્ય છે ? એટલે સર્વ સધવાઓ, વિધવાઓ, કુમારિકાઓ ધર્મ વિમુખ થતી નથી પરંતુ કોઈ ભૂલ ખાય છે, ઠોકર ખાય છે એટલે તેજ નિન્દાય છે કંઈ નિયમ નિન્દાતો નથી

જગદીશ થાક્યા આટલો વખત હરિપ્રસાદ મૂર્ખ જેવો બેસી પાઠ કર્યા પરંતુ હૃદયમાં હલાહલ વ્યાપ્યું પ્રભુ ' તેવાઓને સદ્બુદ્ધિ આપ ' એવી બન્ને સ્નેહી આત્માએ પ્રાર્થના કરી

બન્ને જણ જમવાના કાર્યથી પરવાર્યા કાલે કુન્દનપુરી તરફ નીકળવું જોઈએ, એ નિશ્ચય થયો, માતાની માંદગીની ફીકર પણ તેને હતી સુંદરીએ સાંજે એક કવિ પોતાનું નાટક જોવા સારૂ લાવનાર છે, તેનું જગદીશને જણાવ્યું તે ખુશ થયો બાદ આરામ લેવા તે ઊઠયો સુંદરી ગૃહકાર્યમાં વળગી

સાંજ પડતાં દિવાનખાનામાં નિર્મળ આત્માઓની સભા નિર્મળ કુમારીના અંચલ સ્થાને બેઠી હતી દેખાવ જોવા જેવો હતો જગદીશ ને પણ તેમાં આનંદ પડતો રમ મેર કાલી કાલી ભાષામાં ચર્ચા થતી એટલામાં ' હૃદયમન્થન ' નામક કવિ પોતાનું નાટક લઈ આવ્યા તેમને ઉચિત માન આપી બેસાડ્યા કવિ સુંદરીને એક પૂજ્ય દેવી તરીકે લખતો ને તેની વારંવાર સલાહ લેતો નાટક ચાલુ સંજો ગના સામાજીક વિચારોથી ભરપુર હતું સુંદરીનું જીવન તેને આદર્શ સ્ત્રી રૂપી જણાવ્યું હતું

જગદીશે નાટક લઈ જોવું શરૂ કર્યું એટલામાં સુંદરીએ પણ

ધ્યાન પ્રેર્યુ એક ફકરો વાચતા એક વિધવાના શબ્દો નજરે પડયા —

વિભુ ! 'યૌવન ભર્યાં,' સુમન ચઢ્યા મુજ કાંચન સમ આ દેહ પર
દેવેશ મહિ નથી દેવ તેથી, હાય ! ને લાકડ ભાર

અરે રે ! લક્ષ્મીથી લલચાયેલા પિતા, વિક્રયના નાણાથી પેટ ભરનાર પિતા તે મારૂ જીવન છુંદ્યુ છે !

વાહ કવિરાજ ઠીક વિચાર લીધા છે આગળ જુઓને ! આતો એક પ્રેમનેજ વખાણ્યો છે વિધવાઓ પણ પ્રેમમા મશગુલ રહે છે

પ્રેમ કાજે જાનની દરકાર ના વિરલા કરે !
પ્રેમહિણુ નર જાત તો અવતારને મિથ્યા વરે !

વાહ વિધવાઓ તમે પ્રેમ શુ તમારા પ્યારને, કામને ગણો છો ! આગળ વાચતા વાહ વિધવાના પ્રેમમા ફસાનાર એક મો ઘેલા યુવકના વિચાર શુ કવિએ ગોઠવ્યા છે ?

યુવક —' કરતી હતી જે આવડી, આ પવન વારી પ્રીતડી
શાને મરી તુ મોહમા, આ રકને બેઠી જડી !

ઓ વિષય ભરેલી નારીઓ ! તમે એક સાથે પ્રેમ રાખી બેસી રહેતી નથી તમો પતગની માફક દીવાક સમ દીપતા પુરૂષોમા મુગ્ધ બની તેમા અંજાઇ જાઓછો અરે રે ! સારૂ કર્યું કે હજી હુ બચ્યોછુ વિષયને વિષ સમજ્યોછુ નહિ તો મારી શુ ગતિ ?

'નારી વિષયની ખાણ છે, નહિ કોની થાનાર,
નારીના વિશ્વાસથી નિશ્ચય થશો ખુવાર

વાહ ઘેલા માણસ ! તે તો સર્વ સ્ત્રી જાતિને ફિટકાર આપ્યો સુંદરીથી બોલી જવાયુ

અરે કવિરાજ, પરંતુ પુરૂષને માટે બે શબ્દો લખ્યા છે કે નહિ ' જગદીશે પૂછ્યું હા છે ને ' આ રહ્યા કવિએ ફકરો કાઢી આપ્યો

નર —પરસ્ત્રીમા રમનાર પુરૂષો પુરુષાર્થને - ઈ ધારતા
કે રે ! તે મહો નહિ નિજ હિતના શત્રુ થતા '

વળી આ જુઓને સ્ત્રીએ તેનો બચાવ કર્યો છે તેને બતલાવે છે

સ્ત્રી —મીઠું અમૃત પાનને, મુખો બતાવ સ્વર્ગના,
અમુલ્ય રત્નો દીપતાંતીન ગણે, રહે ઉદ્યાનમા,
સૌન્દર્યની લતીકા બની, પુષ્પો પી બાગા ૫૦,
સાહુમદન થઈ રજની મહીં, આનંદ ૩૬ એ ભાવ

આ કડી જગદીશે ધીમે વાંચી, સુંદરીએ ધ્યાનજ આપ્યું પરંતુ બીજી કડી, ખાસ વાંચી.

પ્રત્યુત્તર —એવા રૂપાળા નામને ને ઈષ્ટ ગુણની દેવીઓ,
છે ધન્ય એ નર રત્નને, - સ્ત્રી રત્ન તેનુ પામીઓ

કવિરાજ ! ઠીક યુક્તિથી રચના કરી છે પરંતુ સમાજ સારા સારના વિચાર ભૂલી ખરાબ છાપ વહેલી ગ્રહણ કરે છે સારીને જતી કરે છે સુંદરીએ કહ્યું

દેવી બ્હેન ! સત્ય છે છતા બચાવને મુદ્દા સાથે રહીઆ પણ છે ઠીક કવિરાજ ! વિધવાઓને પેલા યુવક શું ઉત્તર વાળ્યો, જગદીશે કહ્યું આ રહ્યો એ

ફેલાયો આ રાફડો વિષયના જ્યા ત્યા મુજ દષ્ટે પડે
નિજ ક્ષણિક સુખને કાજ, કુલટા કર્મો આદરે,
કહે કહે બાળ આ જડબુદ્ધિ -માથી ઉત્પન્ન થઈ ?
અવર પથે લથડી પડતા, શી કીર્તિ પિતાની રહી !

માટે બાળા ! દુષ્ટ માર્ગે ન ચડી જતા, પોતાની કુટુમ્બી ફરજ વિશ્વના પ્રત્યેક બાળક તમારા સમજી તેમની સેવા કરી, ઇશ્વર એજ પતિ છે તેની સેવા કરી ધર્મને પાળી જીવન સફળ કરો.

વાહ ! કવિરાજ ! મે પણ કૃષ્ણકુમારીને આજ ઉજાગર વાળ્યો હતો ત્યાર તમારૂ નાટક વાચી હુ ખુશી થયોછુ પરન્તુ આપ નાટક કોને અર્પણ કરશો ? કેમકે અર્પણ કરવાની ખૂબી એજ નાટકકારની ખરી કસોટી છે આપ જરૂર તે નાટક લઇ મારા મિત્ર સર્યુસિહ-ના રાજ્યાભિષેક પ્રસગે કુન્દનપુર આવો, મારાથી બનતી સહાય કરીશ આપ તે નાટક ત્યા ભજવી બતાવશો.

કવિ—મુરબ્બી એજ ઇચ્છા ! આપે મને આભારી કર્યો છે, આપે કૃષ્ણાનુ નામ દીધુ તે કોણ પેલી કચનની બ્હેન કે બીજી ?

જગદીશ હા, ભાઇ તેજ ! તે ગધસરૂપી કચન ન સમજી, પરન્તુ તે વિધવા સસ્કારી બાળાને તરતજ જ્ઞાન થયુ કવિરાજ ! સમાજને તેજ આદર્શ બતાવવાની જરૂર છે કે સમાજ વિધવાને સમજે ઓળખે, તેની જોઇતી અનુકુળતાઓ મેળવી આપે

કવિ—પ્રિયશ્રી ! આ મારી અર્પણ પત્રિકા

## અર્પણ પત્રિકા

જેનુ જીવન કોઇ આત્માને મદદ કરવા પ્રથમ તરસતુ પછી સ્વાર્થ આગળ થતા તે ન સરવાથી તે અણજાણ આત્માના જાણીતા બની તેનુ અનિષ્ટ કરવા તત્પર થઇ મનુષ્ય—રાક્ષસનુ કર્તવ્ય સ્વુ

**તેવા કુલાંગાર ચંડાળોને અર્પણ!**

જગદીશ તથા સુંદરી માને બોલી બેઠા બાદ કવિરાજ સાથે કેટલીક વાતચીત પછી કવિરાજ નાગી ચાલ્યો ગયો બાળકોને આનંદ થયો બાળકોને લ્હાણી કરી, છુટા થયા રાત્રી પડી પાણી કરી પરવારી બન્ને સ્નેહી આત્માઓ નિદ્રાધીન બન્યા

× × × × ×

સર્યુસિંહ રસાલા સાથે નગરમા ગયો પ્રજાએ વધાવ્યો પરંતુ રાજાના મરણના શોકથી ધામધુમ થઇ હતી નહિ નૂતન વધુ-રાજ્ય રાણી તરીકે આવેલી મોહિનીને આથી માઠું લાગવુ જોઇએ પરંતુ તેમા તેને કાંઇ ન લાગ્યુ કેમકે હજી સંપૂર્ણ મહોત્સવ ઉજવવાનો બાકી હતો સર્વ વ્યવસ્થિત થયા મંત્રરાજની ક્રિયાની તૈયારી ચાલી, સર્યુએ ધ્યાન આપી જોઇતી સામગ્રી તૈયાર કરવા માંડી

સર્યુસિંહ આવ્યો કે તરતજ પ્રથમ વારજ જગદીશને ઘેર, પગે ચાલી ગયો, કેમકે હવે મુખ્ય તરીકે જગદીશની માતાજ હતી પોતાની માતા મરણ પામી હતી પિતા ગયા જેથી જગદીશની માતાને પોતે માતા જેટલુંજ માન આપતો । જગદીશની માતા તેને પુત્ર સમ ગણતી જગદીશ, સર્યુ મોટા નાના ભાઇ સમાન હતા સર્યુ, જગદીશની માતાને મળવા ગયો સમાચાર કહ્યા, બ્રહ્મપુરીથી બે એક દિનમા આવશે તેમ જણાવ્યુ અત્યારે તેની ગંભીર માંદગી હતી. પુત્રની રાહ જોતા બેઠી હતી માંદગી વિશેષ જણાઇ, જેથી તરતજ સર્યુએ માણસ રવાના કર્યા માણસે આવી માતાની માંદગીના સમાચાર જણાવ્યા, કે તરતજ જગદીશ સુંદરીને લઇ ચંદનપુરી તરફ રવાના થયા

ફરજની વટની, જોખમદારી આવી તેમા નિપુણ બની તરવુ ઇશ્વર હસ્તે'

સવાર થતા માતાનો અગ્નિદાહ થયો મહારાજને આજે દશ દિન થયા હતા તેની ક્રિયા શરૂ થઇ હતી એક લક્ષ્ય' ને એક ધ્યેય'' જેથી બીજી સંસારિક બાબત આડે ન આવી

ચંદ્રાવતી પોતાના અંગત માણસો સાથે ત્યા આવી પહોંચી, ધર્મ, દાન વગેરે સારી રીતે થવા લાગ્યુ બ્રહ્મભોજન થયુ ઘણા બીજા રાજાઓ, ઠાકોરો, જાગીરદારો આવ્યા સર્વે સિંહને દરેકે આશ્વાસન દીધુ, મરણ નિમિત્ત ક્રિયા સંપૂર્ણ થઇ, રાજ્યાભિષેક, તથા લગ્નની ક્રિયાના મુહુર્ત જોવડાવ્યા હતા પરંતુ જગદીશના શોકના પ્રસંગે તે આશ્રિત હોવાથી પાછા ઠેલ્યા

દિવસ પર દિવસ વીત્યા જગદીશની માતાને મરણ પામે દશ દિવસ થવા આવ્યા તેની ક્રિયા પણ થઇ, વધતા ધર્મદાન કર્યા, સર્વે સિંહે છુપી રીતે તેને આર્થિક મદદ આપતો હતો જગદીશે હજી કોઇ પાસે કાંઇ પણ યાચના કરી નહતી

સુંદરીની મિલ્કત પણ તેના ઉપયોગ માટે છુટી હતી તેમા પણ હાથ ખાલી નહતો પાપી જાગીદારોએ તેને બહુ પજવ્યો તેનો તેજોદ્વેષ કર્યો તેને કલંકિત કરવા ફાંફા માર્યા તેનુ જીવન ઘુંટવા જાળો રચ્યા, પણ ઇશ કૃપાએ સર્વ નિષ્ફળ નીવડી

આમ જગદીશની માતાની ક્રિયા સમાપ્ત થઇ શુભ મુહુર્ત જોવરાવ્યુ રાજ્યાભિષેક તથા લગ્નની ધામધુમ શરૂ થઇ એટલે હવે સર્વે, મોહિની, સુંદરી ચંદ્રા તથા જગદીશના સુખ સૂર્ય તથા નવીન જીવનનો પ્રભાત ખીલી



# પ્રકરણ ૭ મું.

## રાજ્યાભિષેક !

આજે સર્યુસિંહના રાજ્યાભિષેકનો દિવસ છે સ્થળે સ્થળે નાગરિકો, સરદારો, અમાત્યો, રાજાઓ એકત્ર થયા છે આખા કુન્દનપુરીમા હર્ષ સાગર પ્રસરી રહ્યો છે નગરજનો ઇશ્વર ભક્તિમા લીન થતી નૂતન રાજાનુ દિર્ઘાયુષ ઇચ્છી, તેના રાજ્યમા સુખ, આનંદની વૃદ્ધિ થાઓ એવી પ્રાર્થના કરતા હતા

પ્રાર્થના થયા બાદ મહાસભા મંડપમા જ્યા રાજ્યાભિષેકની ક્રિયા થવાની હતી, ત્યા સર્વ એકત્ર થયા સર્વ સ્ત્રી, પુરૂષની મેદની ભરાઇ હતી, કોઇની પણ ગેરહાજરી નહતી

સમય થતા વેદોક્ત રીતે રાજ્યાભિષેકની ક્રિયા થઇ, રાજ્ય-તિલક કરવામાં આવ્યુ રાજમુગટ ધારણ કર્યો ને રાજગોરે રાજ્ય ફરજો સમજાવી.

નૂતન મહારાણાએ ઇશ્વર સમક્ષ રાખી પ્રતિજ્ઞાઓ લીધી પ્રજા સેવા, તથા રાજધર્મ સ્વીકાર્યો

બાદ નાના નાના ઠાકોરો, જાગીરદારો, રાણાઓએ સર્યુસિંહને મહારાણા તરીકે સ્વીકાર્યો ને ચક્રવર્તિપદ કબુલ રાખ્યુ

નામપુર સોનગઢ અને કુન્દનપુરીનો રાજા સર્યુસિંહ રાજ્યો

ગામ આશ્રિતોને મિઠાઈ, બ્રાહ્મણોને બ્રહ્મભોજન, ગરીબોને અન્ન વસ્ત્ર દાન આપવા ફરમાન થયું, દરેક બંદીવાનને છુટા કરવામાં આવ્યા

સરદારોને ઘટિત ભેટણાઓ મળ્યા ખાનગીની ઉજાણી થઈ પછી મોટા મોટા શિરપાવો આપવાનું કાર્ય શરુ થયું જગદીશને અમાત્યપદે સ્થાપ્યો. આ આનંદ સમગ્ર સભામાં પ્રસરતાં તે હર્ષનાદ થઈ રહ્યા કેટલાક તેના તેજરૂપી દ્વેષીલાઓને સખ્ત આઘાત થયો, સુંદરી તથા સુશીલા અહો ભાગ્ય માનવા લાગ્યા સુશીલા, સુંદરીને મોટી બેન તરીકે દેખતી મોહિનીને પણ આનંદ થયો ને "વાજબી પારિતોષક આપ્યું" તેમ બોલી જવાયું ''

દરેક ખાતાના જુદા જુદા અમાત્યો સ્થાપ્યા દરેકના અધિપતિ તરીકે પિતાના વખતનાજ દ્દઢ પ્રધાનને કાયમ રાખ્યો સૂર્યમિત્ર તેને પિતા સમાન ગણતો પ્રજાને કેટલાક કઠિન લાગતા કાયદાઓ રદ કર્યા નીતિને ન્યાયને માટે ખરી સંભાળ રાખી કાર્ય તયાર કરાવ્યું દુર્વ્યસન માત્ર રાજ્યમાંથી દૂર કર્યું ને દરેક પ્રજાને પોતાના દેશમાં ઉદ્યોગ વધારી અન્ન વસ્ત્રની સ્વતંત્રતા માટે આગ્રહ કરી સ્વદેશધર્મ પાળવા ફરમાન થયું

જેમ જેમ સૂર્યમિત્રના મુખમાંથી પરોપકારના ઉમંગ નીકળતા તેમ તેમ સર્વનો આનંદ વધતો ગયો હવે કાંઈ બાકી રહ્યું નહિ હજી સૂર્યમિત્ર આગળ ઉદ્ગાર થતોજ જતો હતો

છેવટ ગંભીરતાપૂર્વક બોલવા લાગ્યા માન પ્રિય સરદારો સભાજનો ! પ્રજાજનો !

આપને વિનતિ કરવાની તથા મારી ખાસ અભિલાષા જાહેર

કરવાની ફરમાશ કરૂં છું કે શ્રીમાન ચદ્રાદેવીના ઉપકારે હું તેમનો ઋણી થયો છું તેમના પ્રતાપેજ આ ચક્રવૃતિ પદને હું પ્રાપ્ત થયો છુ ત્રણ ત્રણ રાજ્યાનો ધણી થયો છું વિશેષ તમારી ગજરાણી પણ પ્રાપ્ત કરી શકયો છું તે ક્રિયા હાથે કરવામા આવનાર છે, જેવી રીતે આજે આપ મને ઋણી કરો છે, તેમ કને વૃદ્ધિ કરશો

મારા સોનગઢ તથા રામપુરના અમાત્યો તથા નગરવાસીઓ ! મારા રાજયમા નહિ બનેલો બનાવ આજે હુ જાહેર કરૂ છુ હવેથી તે "બન્ને રાજયને હુ સ્વતત્રતા-સ્વરાજ્ય અર્પુ છુ તેનો સદુપયોગ તમો કાર્યવાહક વર્ગને પ્રજા વર્ગ મળી વિશ્વમા ઉત્તમોત્તમ પ્રજા ગણાય તે રીતે કરશો વિશ્વમા જયતાળીઓ વગડાવશો ને સ્વતત્ર આત્મા તરીકે સ્વતત્રતાને દીપાવશો "

આવી વાણી ને આ હક મળતા કોને આનદ ન થાય ? સર્વ સભામા હર્ષનાદ થયો દુદુભી વગ્યા પુષ્પ વૃષ્ટિ થઇ ને સર્વની આખમાથી આનદાશ્રુ ટીકયા

ધન્ય છે સર્યુસિહ ! તારી પ્રજા ભાવનાને !

પ્રિય ' જગદીશ ! હજી પણ તમારી પાસે ઘણા કાર્યો કરાવાના છે વિશેષ ફરજો બજાવવાની છે, તમારે આ બન્ને રાજયમા જઇ પ્રજા તથા અધિકારી વર્ગને મળી વ્યવસ્થિત કારભાર કરી આપી, સ્વદેશ પરત થવુ પછી આપણે જાણી ખુશ થઇશુ કે સોનગઢને રામપુરની પ્રજાને આનદ છે સોનગઢ તથા રામપુરનુ સયુક્ત સ્વરાજ્ય સ્થાપવાનુ છે ચદ્રા દેવી ! આપ જયા સુધી આ મનુષ્ય જીવનમા ટયાતી છો ત્યા સુધી તમો તે સ્વરાજમા વસ રાણી, પ્રજાનો ગાન

કરશો. પ્રજા તમારી કદર કરવામાં પાછી પાની કરશે નહિ.

વળી ભાઈ જગદીશ ! હવેથી મારા કારભારમાં મને સહ મદદ થશો. વિ તમારા ખાસ ધર્મ તરીકે તમને મારા રાજ્યની, કેળવણી નીતિ અને ધર્મ શિક્ષણની સંભાળ રાખવાનું કાર્ય સોંપું છું. એટલી ફરજ મહાન છે ને તેમાં નિપુણતા પ્રાપ્ત થયે, પ્રજાનો ઉદય તરત જાણી લેવો. "પ્રજા ઉદયે રાજાનો ઉદય છે."

'સ્નેહ પહેલો રાજ્ય પછી, સ્નેહ ન હોય તો રાજ્ય ક્યાંથી ?"

આ પ્રમાણે સર્યુસિંહ હર્ષમાં ઉભરા ઠાલવતો હતો. જગદીશે પોતાપરના ઉપકારનો આભાર માન્યો, ને રાજાને, નમન કર્યું. મોહિની પૂર્ણ ખૂશ થઈ. ચંદ્રાને પણ આનંદ થયો. ચંદ્રાએ નમ્રતાથી સર્યુસિંહનો ઉપકાર માન્યો. સોનગઢ અમાત્ય તથા પ્રજા વર્ગે નમન કરી હર્ષ શિર ચઢાવ્યા ને તેમાં ઈશ્વર સહમદદ થાવ એમ પ્રાર્થના કરી બીજા ગણા, રજવાડા સર્વે એ ઉપકાર માન્યો. કુન્દનપુરીની પ્રજાને તો અત્યાનંદ થયો.

જગદીશની ભલામણથી કવિએ પોતાનું નાટક રજુ કર્યું. રાજા હર્ષ પામ્યો ને તેને પોતાના રાજ્યમાં કવિરાજ તરીકે સ્થાપ્યો. કવિને સંબોધી સર્યુસિંહ બોલ્યો.

કવિરાજ ! તમો એક રીતે સમાજના ઉપદેશક-શિક્ષક છો. એવા નાટકો, કાવ્યો, વાર્તાઓ, લખી પ્રકટ કરો, કે જેથી સમાજ ઉદ્યોગી, નીતિમાન, અને દેશપ્રેમી થાય. આથી રાજાને માન આપે, રાજ્યને માન આપે અને પોતાના દેશનો ઉદય થઈ સારા વિશ્વમાં તેની ઉચ્ચ પદવી પ્રાપ્ત થાય તેવા સંસ્કાર પાડો, નાટકને લખો એ

પ્રજાને પ્રત્યક્ષ અસરકારક પડાવનારા જીવતા ને જાગતા સાધન છે એહજારનું તમને નિયમીત વર્ષાસન બાંધી આપવામાં આવે છે દિને દિને પ્રજાના, સમયના વાતાવરણને અનુસરી લખાણો તૈયાર કરો તમારો આ નાટક તૈયારી પ્રમાણે આજે રાત્રીના ભજવી બતાવશો હુ પણ તેમા ભાગ આપીશ

રાજ્યાભિષેકની ક્રિયા પૂર્ણ થઈ કુન્દનપુરીના સામ્રાજ્યમા સુખ સૂર્ય પ્રકાશ્યો કોઈ પ્રકારની ઉણપ ન રહી એક રાજરાણીની ઉણપ હતી, પણ તે કાલેજ પૂર્ણ થવાની હોવાથી સર્વેએ સંતોષ માન્યો સભા વિખરાઇ, સર્વને આજ તહેવાર હતો આખુ અઠવાડીયુ જાહેર તહેવાર પાળવામા આવ્યો હતો

નગરમા, ઘેરે ઘેર સર્વની ઉદારતાની પ્રશંસા થવા લાગી. જગદીશને માટે સર્વને માન ઉપજ્યુ ગૃહસ્થ પણ ગરીબ બની ગયેલો, નીતિમાન ને સુશિક્ષીત જગદીશ પ્રારબ્ધને પુરુષાર્થે કરી ઉચ્ચ સ્થિતિને પામ્યો મિત્રોને આનંદ થયો સર્વેએ તેને મુબારકબાદી આપી હિતશત્રુઓ, તેજદ્વેષીઓને, મિલ્કત પચાવી પડેલા, મિથ્યાભીમાની જાગીરદારોને ખેદ થયો પરંતુ તે બળતા રહ્યા ઇશ તેમને ચિરકાળ બળતા રાખો

જગદીશ હવે રાજકુટુમ્બીજ બની ગયો હતો એટલે તેને કુટુમ્બીમા ગણીએ તો વાંધો નહતો કુટુમ્બીઓના આનંદનો પાર નહતો કુટુંબીવર્ગ એકત્ર થયો. અત્યારે દરેકના મુખપર હર્ષની છાયા પ્રવૃત્તિ રહી હતી સૌ કરતા મોહિનીનો હર્ષ અદકો હતો છતા દરેકનો હર્ષ તેમની યોગ્યતા મુજબ સરખો કહીએ તો અયોગ્ય કહેવાય નહિ.

કાને મનોરથ સર્યુ—મોહિનીના લગ્ન, આત્મ લગ્ન,—સ્નેહ લગ્ન—દેહ લગ્ન એટલે જગતમા એક ખરી કસોટીએ ચડેલુ યુગલ લગ્નથી જોડાવાનુ હતુ સમગ્ર વિશ્વમા સુખ તેઓનેજ વશ થયુ હતુ બન્ને શરીર દરેક ગુણોનો ભંડાર હતા પ્રભુ ! તેમના જેવા યુગલોના આ કળિકાળમા પણ દર્શન વિશેષ કરાવો

# પ્રકરણ ૮ મુ.

## લગ્ન અને ભવિષ્ય

આજે આખા કુન્દનપુરીના ભવિષ્યનો સુવર્ણ દિવસ છે, કેટલા દિવસના પ્રખર દુખ અને વિયોગરૂપી તાપના અંતનો દિન કે મોહિનીને બાલા મટી પત્ની થવાનો શુભ દિન છે, વાહ ! ઇશ ! તારી કળા ! તુ મનુષ્ય જીવન નાટકમા કેવા કેવા પાઠો ભજાવે છે !

પ્રાત થતા દુદુભી, ચોઘડીઆ, શરણાઇ વગેરે પ્રત્યેક જાતના વાજીંત્રોનો અવાજ થયો ધવલ મગલ ગીતો ગવાવા લાગ્યા રકથી રાય સુધી દરેકના ઘરમા આનદ હતો એક પણ ઘર શોક યુક્ત નહતુ એ ઇશનીજ બલિહારી !

લગ્ન મુહુર્ત, નવ વાગતા ખરાબર હતુ સવારથીજ લોકોના ટોળે ટોળા એકત્ર થવા લાગ્યા કાર્યવાહક મડળ પોતાના કાર્યમા

જોડાયું, રાજકુટુમ્બીઓ, સરદારો રાણાઓ એકત્ર થયા છેવટ ચક્ર વર્તિ મહારાણો સર્યુસિંહ લગ્ન મંડપમા આવ્યો મિત્ર જગદીશ સાથે હતો જગદીશ તેના જમણા હાથ તરફ હમેશ રહેતો, સૌ વ્યવસ્થિત થયા

મોહિની એણે શણગાર સજી દિવ્યાગના સમાન રૂપ, લાવણ્ય યુક્ત બની સભામા આવી સૌની નજરે પડી લોકોની આખોગજ તેજમા અજાઈ, મોહિની સાથેજ ચદ્રા ને સુંદરી હતા તેઓ તેની પ્રત્ની સભાળ રાખી, યોગ્ય સુચના કરતા

મોહિની આવતા વેતજ રાજગુરુએ મગલાષ્ટકનો ઉચ્ચાર કર્યો વેદી સભામડપની બરાબર વચ્ચે હતી અગ્નિદેવ પ્રકટ થયો વેદોક્ત રીતે સર્યુ-મોહિનીનો લગ્ન સમારભ થઇ ચૂક્યો સપ્તપદીની પ્રતિજ્ઞાઓ લેવાઇ તે વખતેજ સર્યુ-મોહિનીની આખો એકએકમા મળી અને બન્ને પતિ-પત્ની એક રૂપ અગ્નિદેવ સમક્ષ બન્યા

ગુરૂએ જણાવ્યુ મહારાણા તથા રાણીજી ! આપ હવે બન્ને એક રૂપ બન્યા છો ! ઉભયના સુખ દુ ખના ભોક્તા બન્યા છો ! તમો વડે રાણા છે, રાણાવડે તમો છો ! તમારા જન્મો જન્મના પૂણ્યોવડે આજ તમો અગ્નિદેવ તથા સર્વ જગત્ સમક્ષ યુગલરૂપે જણાઓ છો હવે તમારૂ જીવન નાવ સુખ, વૈભવમા પરીપાર ઉતરો એજ આશિષ, પછીની આશિર્વચન ઉચ્ચાર થવા લાગ્યો સર્વ સભા એકચિત્ત હતી નૂતન, રાજા રાણી એકમેકથી ચડે તેવા ને સમોવડીઆ હોવાથી તેમના નિરીક્ષણમા લીન થયા હતા

તેવામા શાતિમાં કાંઇક ગરબડાટ મચ્યો બરાબર, વેદીની સામી તરફથી એક દિવ્યમૂર્તિ, જેની નયનમાથી આત્મઓજસ પ્રકાશી રહ્યું

છે, શરીર ગૌરને તેજસ્વી છે, તે બ્રહ્મર્ષિની મૂર્તિ લગ્નવેદી પાસે આવતી જણાઇ સર્વને આશ્ચર્ય થયુ શાન્તિમા કંઇક ગગ્બડાડ થયો પરંતુ તે વિશેષ સમય ન ટકયો અલ્પ સમયમા બ્રાહ્મણોની મધ્યમા તે જઇ પહોચ્યા રાણાએ તેમના દર્શન કર્યા ને એકદમ જાણે પોતે તેના પરીચીત ન હોય તેમ સર્વ સભાના અધ્યક્ષપદનુ આસન તેમને આપ્યુ તે ઉપર આસન લીધા પછી રાજાને આશિષ દીધા સર્વ સભા શાંત થઇ બેઠી

બ્રહ્મર્ષિનુ વચન સાભળવા સર્વ એક ચિત્ત હતા તેવામા ઋષિની નિર્મળ પણ ગંભીર, સર્વને કર્ણે પડે તેવી વાણી નીકળતી સભળાઇ

" બેટા સર્યુ ! તથા પુત્રી મોગીની ! આજે તમો બન્નેને જન્મો જન્મની એકતા વડે પતી પત્ની થતા જોઇ હર્ષ પામુ છુ તમારૂ યુગલ અખંડિત રહો, ને દિર્ઘાયુષ ભોગવો !

સર્યુ ! ત્હારા હાથથી હજી કંઈ કંઇ નૂતન કાર્યો કરવાની પ્રભુ પ્રેરણા છે તુ તારી કેટલી ભવાટવીની આધિયો તર્યો છુ ને સુખ સાગરમા આવી પહોચ્યો છુ પરંતુ તે સાગરમા તારૂ જીવન નાવ કંઈ રીતે હંકારવુ તે બરાબર સમજી તેનો સદુપયોગ કરી તારા જન્મનુ સાર્થક કરી, ઉભય પ્રભુપદને પામશો

સર્યુ ! તે રાજા તરીકે પ્રથમથીજ કારકીર્દિ પ્રાપ્ત કરવા માડી છે, તારા કુળમા કોઇએ પણ કીર્તિ પ્રાપ્ત ન કરી હોય, તેટલી રાજા થતા પહેલા અને રાજપદ પ્રાપ્ત થવાના પ્રથમ દિને મેળવી છે સોનગઢ, નાગપુરને સ્વતંત્રતા બક્ષી છે, પરંતુ તેથી તારે હર્ષ પામવાનો નથી, તારે તારા સર્વ સામ્રાજ્યમા સ્વતંત્ર-સ્વરાજ આપવાનુ છે તને સર્વ માનશે તુ તેમનો રાજાજ ગણાઇશ, ને તે સવ તને દેવ તરીકે

માન આપશે, તુ મનુષ્ય નથી, દેવ છે ' વગર પ્રયાસે મળેલા રામપુર-મોનગઢ છે એથી સ્વતંત્રતા બઢી છે, એમ માનવા કોઇને પણ કારણ નથી. તારા જીવન સમક્ષ કાળાના, મૂળસિંહના જીવન ખડા છે મૂળસિંહની માફક પ્રથમ યશ મેળવી, પછી અપયશ ન મેળવાય તુ શાણો છે પરંતુ "રાજપદ ભલભલી શાણી વ્યક્તિઓના ચિત્ત ચળાવે છે" "માયા અને રાજલક્ષ્મી એકજ છે'" ઠોકર મા ખાતો તને પણ રાજલોભ થશે ચક્રવર્તિના ચક્રવર્તિ થવાનું મન પ્રેરણા કરશે પરંતુ મારા શાણા વત્સ ' ધૈર્ય મા ખાતો ધર્મને પગલે ચાલજે તારે તારા સામ્રાજ્યને સ્વતંત્રતા આપવાની છે, તેમા તને વિઘ્નો નડશે, તારા સલાહકારો, અમાત્યો, સરદારો, સર્વ તને ભભેરશે, તે કાર્યથી પાછી પાની કરાવી ડગાવશે પરંતુ ડગતો મા ' નહિતો તારો અત્યાર સુધીનો વડિલ ભ્રાત કરતા અદકો અમાત્ય જગદીશ, તને તજશે, તારા અમાત્ય પણ તને તજશે, અને તારા સામ્રાજ્યને સ્વતંત્રતા અપાવા તને સમજાવશે. બહુ સમજાવશે, છેવટ તને શાંતિ ભર્યે પગલે, મિત્રધર્મને બજાવી, તને પ્રભુ પ્રેરણા થયે તુ તે કાર્ય સ્વીકારશે હા હજી સમય છે ' સમય આવે, કુન્દનપુરીની પ્રજાની એક દિલની માગણી થયે તરત તુ તેમને તારૂં સર્વસ્વ અર્પણ કરશે " મોહિની ' તો એક ન્યાયની મૂર્તિ છે ન્યાયનો ભંડાર છે તને જ્યારે, તારે સહમદદ બનશે બેન ચંદ્રાની માફક તારા જીવનનો પ્રધાન બની તને તરાવશે અરર ' બેટા ચંદ્રા, તારૂ ભાગ્યજ એવુ હતુ, તેમા તુ શુ કરે ? ઋષિએ નિશ્વાસ નાખ્યો.

અત્યારસુધી પ્રજા એકચિત હતી તે જાગૃત થઇ, તે તેના નિશ્વાસમા ભળી પરંતુ શુભ સમયે શોક નહોય તેમ ધારી બ્રહ્મર્ષિએ ચર્ચા બદલી

બેટા જગદીશ ! સુંદરી ! ચંદ્રા ! મોહિનિ ! તમારા કાર્યો હવે શરૂ થાય છે જગદીશ ! તારૂં કાર્ય મે જણાવી દીધુ છે જોજે મિત્ર ધર્મ, રાજધર્મ, દેશધર્મ સાચવી કાર્ય મારી લેશે

સુંદરી ! તુ કુમારિકાઓને બોધથી સમજાવી કૌમાર્યવ્રતનો પ્રચાર કરશે ચંદ્રા ! વૈદ્યવ્રત અખંડિત રીતે પાળી (વિધવા સંસારને તરાવશે અત્યારના કલંકિત, શ્યામ જીવન ઉજ્વળી કરશે મોહિની ! ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓને પતિવ્રત ધર્મનો આદર્શ બતાવી ઘેર ઘેર તારી પ્રજાની પ્રબળાઓના ઉદ્ધાર કરશે પુરૂષોને સુધારવાનું કાર્ય સર્યું તથા જગદીશ કરશે !

રાણા સર્યું ! અમાત્ય જગદીશ તથા અન્ય ! મારા આદેશ ગ્રહણ કરશો વર્તનમા મૂકી તમારા જીવનનું શ્રેય કરશો !

સુંદરી, મોહિની, ચંદ્રા ! મારી પવિત્ર પુત્રી રૂપી દેવીઓ ! મારા શબ્દો તમે સાંભળ્યા, ગ્રહણ કર્યા ?

દરેકે હકારમા ઉત્તર વાળ્યા બાદ જણાવ્યુ કે હજી એક મહત્ કાર્ય પ્રસંગે, તમો સર્વને હુ પુન મળીશ આરૂ એક કાર્ય સમાપ્ત થયુ બીજુ કાર્ય પૂર્ણ કરી મારા રૂપમા ભળીશ બેટાઓ ચિરંજીવ હો ! ઋષિ તરતજ બીજી ઉપાધિ તરફ ધ્યાન ન આપતા, **ચિત્તોડ** ઉચ્ચારથી અંતર્ધ્યાન થયા સર્વેએ ભવિષ્ય સાંભળ્યુ, ખુશાલી થઈ રહી સમારંભ સમાપ્ત થયો, અને ત્રણ દિવસોનુ તપ આજે સર્યું મોહિનીએ પુરૂં કર્યું

# પ્રકરણ ૯ મું.

## સુંદરીનું સ્વપ્ન.

કુન્દનપુરીમાં આનંદ આનંદ પ્રવર્તી રહેલ છે. હવે સર્વને મઝા કરવાના બાકીના પાંચ દિવસ છે જુદી જુદી જાતના આનંદના સાધનો દરેકને આનંદ આપે છે સર્વુસિંહના ફરમાનથી રાજવાડામાંજ અમાત્યને શોભે તેવો એક બંગલો જગદીશને માટે નક્કી કર્યો હતો રાજ્યાભિષેક પહેલાંજ તે, તે બંગલામાં આવી કુટુમ્બસહ નિવાસ કરતો હતો

આજે તેજ મકાનમાં ખંડમાં સુંદરી, સુશિલા, જગદીશ અને મહેમાન તરીકે આવેલ કવિરાજ બેઠા હતા જુદી જુદી બાબતો રસભેર ચર્ચા કરતા, વળી અત્યારસુધી પડેલા કષ્ટનું સ્મરણ કરતો તો તે ભૂલી જઇ પ્રભુ ઉપકાર માની ચાલુ સ્થિતિમાં સંતોષ માની ખૂશ થતા હતા અને વારંવાર કવિને પોતાની વિતકો, તથા જીવનકથાઓ સુંદર રીતે સમાજને, પ્રત્યક્ષ છાપ પડે તેવી રીતે ગોઠવણ કરવા સમજાવતા. કવિને આ જીવનમાંથી ઘણું શીખવા મળ્યું હતું અને પોતાની જીંદગી પર્યંત તેનું સાહિત્ય, પ્રત્યક્ષ સચોટ ઘટનાત્મક સત્ય રીતે મૂકવા તલસી રહ્યું હતું સુશિલા પણ આ બાબતમાં રસ લેતી, સુંદરી અને તે બન્ને નાની, મોટી ભગિની સમાન બની ગયા હતા બધા ઉઠયા, ને નિદ્રાસનમાં પડયા એક તરફ સુશિલાને સુંદરી, ને બીજી તરફ જગદીશ, કવિના પલંગો ઢળાયલ હતા.

મધ્યરાત્રી ચાલતી હતી બત્તી સહજ અજવાળુ આપી રહી હતી એકાએક જગદીશની આંખો ઉઘડી જોયુ તો બીજા ત્રણે શરીર ગાઢ નિદ્રામા પડેલા જણાયા તેવામા એકાએક સુદરી કમ્પી રડવા લાગી બૂમો મરાઇ ગઇ જગદીશે ધૈર્ય ન તજ્યુ તે સમજતો હતો કે સ્વપ્ન ઘણાની આ સ્થિતિ લાવે છે પરતુ સુદરીને માટે આમ બનવાને કારણુ ન હતુ ચિતામગ્ન અને સસારમા **પચેલાઓનેજ** સ્વપ્ન ઘણા કાયર કરે છે

સુદરીના મુખમાથી સ્પષ્ટ વાકયો નીકળવા લાગ્યા અરે ! આશુ ? પિતા ! તમારા વચનનો ભગ ? મે પતિ કર્યો ? અરર ! પતિ ! પિતા ! તમો પણ મારી સાથે સમાજમા નિદાશો ? હુ ઘાતકી બની છું ! પાછી ચૂપ રહી આગળ વધી અરે ! હુ આ શુ જોઉ છુ ? પતિનો વિયોગ ! અરે ! આ બીજાની સાથે મારૂ અઘટિત જોડાણ ? વ્યભી-ચારી ભાવના ! અરે આતો મે સસાર માડયો ! સસારથી વિરકત રહેનાર તુ સસારી બની ! થવાદે આત્મહત્યા થવાદે મને આ નથી છાજતુ ! પ્રજા ! કોની પ્રજા ? દુર થાવ હુ ગાડી છુ, મને સર્વ જવાદો ! કયા ગયુ મારૂ કૌચાર્યવ્રત ? મારૂં સ્નેહાળ હૃદય ! મારો પતિપ્રેમને પતિવ્રત ! અરે હુ તો જગત્મા અધમ કોટિમા ગણાતી સ્ત્રીઓની કોટિમા ગણાઇ ! ઇશ ! ઇશ ! પ્રભુ !

આ ભયભીત શબ્દો સુદરીનુ હૃદય ઉકળ્યુ, તેનો કલ્પાત જગ-દીશથી ઝાઝો સમય સહન ન થયો તેણે તેની સ્થિતિ જાણી લીધી. તેણે વિચાર્યું કે જો વધુ વખત આ સ્થિતિ રહેશે, તો મગજ પર ખરાબ અસર થઇ ભ્રમીત ચિત્ત થયા વિના રહેશે નહિ, એમ ધારી પવિત્ર મને, પોતાની સ્નેહ પ્રતિમાની પાસે ગયો મુખપર પાણી છાટી

શાંત કરી મુખપર હાથ ફેરવ્યો. પ્રિય ! સુંદર ! જાગૃત થા ! આટલું બોલી ચૂપ રહ્યો.

એકાએક પોતાના શરીરને સ્પર્શ થવાથી, સુંદરી જાગી ઊઠી, બ્હેબાકળી, ગભરાયલી ઊઠી. દોડવા લાગી ' અરે પતિ ક્યાં ? દુગ-આર ક્યાં ? પ્રજા ક્યાં ? આ શું સ્વપ્ન કે સાચો બનાવ ? ના તેમ નહોય, હું પવિત્રને માટે સ્વપ્ન ન હોય ! અરે ! હું પવિત્ર કેવી ! મારા જેવી અધમ જગત્‌માં કોઇજ નહિ હોય ! જગદીશ ! વ્હાલા કેતા તમને હું હલકા પાડું છું મારા તનને ચૂરી જવાદો મારું શ્યામ મુખ તમને ન બતાવવા દો.

જગદીશે તેને શાંત પાડી સ્વપ્ન કેવી માહી અમર કરે છે, તે સમજાવ્યું, તેથી સુંદરીને કંઇ ભાન થયું શાંત રહી

આટલો વખત મધ્યરાત્રી વીતી, સવાર થવા આવ્યું હતું. કવિ ઊઠ્યો તો પાસે કંઇ જુદો બનાવ જોયો સુંદરીને રડતા દીઠી તે પણ તેને શાંતિ આપવા તેની પાસે બેઠો. ગરબડથી સુશિલા જગી ઊઠી ને પોતાની નજરે પ્રત્યક્ષ બનાવ જોવામાં આવ્યો તે સુંદરીને માટે જીવ આપે, તેમ તૈયાર હોવાથી તે પણ તેની સુશ્રુવામાં પડી

સુંદરીને હવે કંઇ ભાન થયું હતું. રાત્રીના સુતી હતી, તેજ મહેલ, તેજ પોતાના સ્નેહીઓ, અને તે સિવાયની બીજી ભ્રમણા છે તેમ તેની ખાતરી થઇ, દીઠેલા બનાવોને સ્વપ્ન માન્યું. પરંતુ તેને એજ લાગતું, કે અરે ! હું કોઇ દિન અસત્ય, અસભ્ય વિચારને મનમાં પણ સ્થાન ન આપનારી તેને માટે આ સ્થિતિ શું ? અરે ! પ્રભુએ મારી કસોટી કરી છે ! મને સંસારિક અનુભવ કરાવ્યો છે ! સાન જગત્‌ની બિનાઓ રજુ કરી છે

જગદીશ ! હવે હું સમજી છું. ખરે સ્ત્રીઓનો ઉદ્ધાર ક્યારે થશે ! જગદીશ કહેવા લાગ્યો, સુંદર ! તારી જેવી મનોપ્રેરણા હશે તેવું જરૂર સારૂં થશે પ્રથમ તે શું જ્ઞાન લીધું, તે જણાવ. કે કંઇ શીખવાનું મળે

સુંદરીએ તરતજ કહેવું શરૂ કર્યું "સ્નેહાત્માઓ ! મને મારી પ્રતિજ્ઞામા ભુલાવી પિતૃવચન અફળ ગયું એવી રીતે એક નવયુવાન પુરુષે મને પોતાની પ્રિયતમા બનાવી, મને આનંદ થયો. હું તેમાં એક બની ગઇ મને ગૃહસ્થાશ્રમ મીઠો લાગ્યો એકાએક જગતના મોહ વ ટોળીઆએ મને ઘેરી નીતિ ભંગ થઇ ખવાસ થઇ ચૂકયુ, આમ એકની મટી બેની થઇ કુદરત કોપી પતિ યમસદન પહોંચ્યા. હું વિધવા બની-પુનર્લગ્નની હિમાયતી બની તેમ કર્યું બીજો ગૃહસ્થાશ્રમ શરૂ થયો. બાળમરણથી હું ધ[illegible] એકાએક એક બચ્ચું મરણ પામ્યું. તેને વળગી હું રડવા લાગી ત્યાં મારા નયન ખૂલ્યા ને સર્વ જગતની મોહમાયા જણાઈ "

જગદીશે જણાવ્યું. આપણે [illegible] આવી હકીકતો પર વાતચીત કરી છે જગતના ભયો વિચારોમા રજુ કર્યા છે તેની માફી અમર તારા કુમળા, પવિત્ર મગજ પર થવા પામી છે સર્વ ભ્રમણા છે તું ઇશ્વર સ્મરણથી પવિત્ર થઇશ ને આ સર્વ ભૂલી જઇશ. હવેથી તારે મસારી બાબતમા ચિંતન પ્રેરવું પ્રભુ ઇચ્છા હશે, તો મે એક યોજના કરી છે તે સત્વર ચંદ્રદેવીને મળી પાર ઉતારીશું

સુશીલાએ વચ્ચે પ્રશ્ન કર્યો કે આ સ્વપ્નમા આવા પવિત્રાત્માને અપવિત્ર કરવામા દોષ પુરુષ કે સ્ત્રીનો ?

કવિએજ ઉત્તર વાળ્યો સુશિલા બ્હેન ! સત્ય પ્રશ્ન છે દોષ પુરુષનો છે બન્ને પ્રસંગે પુરૂષ દોષિત છે એક પ્રજાલોભી, બીજો કામલોભી નહિ તો આવી પવિત્ર બાળાઓને કલંકિત કરી તેનું જીવન છુંદવા બીજો કોણ નરાધમ સિવાય અન્ય પગલું ભરે ? કે જેની લગ્નની ઇચ્છા નથી. તેને લગ્નથી જોડાવવી, અને જેને પતિવ્રતપાળી, અવર કામેચ્છા નથી તેને તેમાં ફસાવવી અરે ! વિભુ પ્રભુ એવા પુરૂષોને સદ્‌બુદ્ધિ આપો

જગદીશે ટકોર કર્યો કે કવિરાજ ! ત્યારે શું સ્ત્રીની ઇચ્છા સિવાય કોઇપણ કાર્ય બનતું હશે ખરૂં કે ?

કવિ—ના ભાઇ ! છતાં કેટલેક સ્થળે પુરૂષો, ભોળી બાળાઓને પોતાના પ્રપંચી, મુખ મીઠાશમાં, વા ડોળડમાટ ને લક્ષ્મીમાં ગોથા ખવાડે છે વળી સ્ત્રીઓ જે પુરૂષને મોહમાં ફસાવે, કે પોતાનો પ્રેમ પુરૂષમાં રેડી દે છે તો તે પુરૂષ સરસ રીતે જાળવે છે પુરૂષમાં તે મહાગુણ છે સ્ત્રીનો પ્યાર અઢળક મળે તો, તે સંસ્કારી હોય તો તેના પાછળ પોતાનું સર્વ બરબાદ કરે છે, અરે ! તે પોતાના હૃદય કરતાં સ્ત્રીને વિશેષ માને છે અને તે પ્રસંગે જો સ્ત્રી દગો કરે તો મરણ-નેજ શરણું થાય છે એ "ભ્રમરનું પુષ્પમાં બિડાઇ મરવા સમાનછે" આમાં સ્ત્રી દોષિત છે પણ આવા દાખલા ઘણા ઓછા બને છે, જો બન્ને સરખા મળે તો, તે પ્રેમ સાગર તરે છે !

આજે સરસ ખુલાસા થયા. દરેકને નૂતન શીખવાનું મળ્યું આ તહેવારના દિનોમાં રાત્રીના કવિકૃત નાટક ભજવાતું હવે તહેવારથી મુક્ત થયા બાદ જગદીશ, ધારેલી યોજના ફળીભુત કરવા તરફ તેણે પોતાનું ચિત્ત પ્રેરવ્યું, ને ચંદ્રદેવી સાથે મસલત કરવા લાગ્યો

# પ્રકરણ ૧૦ મું.

## કૃષ્ણાનું ખુન!

વાંચક! હવે આપણે લાલચંદ શેઠના સંસાર તરફ નજર નાખીશું. કંચને, જગદીશ પાસેથી નિરાશ બની અન્ય સ્થળે પોતાનું જીવન વિષમય બનાવ્યું. પિતાની આબરૂ ઉપર, પોતાના ધર્મ ઉપર અને લગ્ન થયેલાં કિંતુ બ્રહ્મચર્ય અને કૌમાર્ય વ્રતનું પાલન થતું તે ઉપર પાણી ફેરવ્યું. પિતાને આંધળે રસ્તે દોરી જગદીશને જુદો પાડ્યો. પરંતુ સમય જતાં જગદીશ તે શુદ્ધ સુવર્ણ નીકળ્યો ને કંચન તે કથીર બની. કૃષ્ણાએ જીવન સાદું ને પવિત્ર બનાવી દીધું. બબુચકને તો સહજાનંદ હતો. કોઈ વાતની ઉણપ ન હતી. લગ્ન થયું ને પતિ-પત્ની આનંદમાં રહેતાં. બબુચક ઘણી બાબતે મારો હતો છતાં તેના નિર્મળ ને ભોળા હૃદયથી લોકો તેને અર્ધગાંડો ગણી કાઢતા. જગદીશને તેની સાથે ઠીક ફાવતું. બબુચકનો ભાવ પહેલાં કરતાં વધારે ને વધારે તેના પ્રત્યે વધ્યો.

આમ આખા ઘરની મમતા જગદીશ પર વધી, ને કંચન પર દરેકની ખફા મરજી થઈ. તેને તરતજ સાસરામાં વળાવવામાં આવી. પરંતુ પડેલી કુટેવને પ્રતાપે સાસરામાં સ્વતંત્રતા મળતાં તેનાં કુકર્મો વધ્યાં, ને લાલચંદ શેઠની આબરૂ તથા પતિને ભુંડા પાડ્યા.

સમય જતાં કંચનની માતા મરણ પામી એટલે લાલચંદ શેઠ હવે

સંસાર વિષ રૂપ કંપવા લાગ્યો ને પોતાના પ્રથમ જીવન કાર્યને માટે પસ્તાવા લાગ્યો. શહેરમા નગરશેઠ તરીકેની વડિલો પાર્જીતની કારકીર્દિ માત્ર નામની રહી હતી હરીપ્રસાદ હવે શેઠને ત્યા આવર જાવર વિશેષ કરવા લાગ્યો. ને પોતાની પાપવાસના દુષ્ટ કંચન માર્ફત કૃષ્ણા પ્રત્યે ફેંકવા લાગ્યો પરંતુ સુશિલા કૃષ્ણા—જગદીશના બોલને જીવનમા ઉતારનારી કૃષ્ણા, તે પાપીની પ્રપંચ જાળથી મુક્ત થઇ ને તેની જાણ ભાઇ મણુચકને કરી બણુચક ખીજાયો, ને હરિપ્રસાદને પોતાને ત્યા આવતા રોક્યો. આ પ્રમાણે "નામ પ્રમાણેના વિરૂદ્ધ ગુણ કંચનને હરિપ્રસાદે બતાવ્યા ત્યારે કૃષ્ણાએ કાળાશને ઉજ્વળ પ્રકટ કરી"

હવે કંચન તથા હરીઓ, બણુચકને કૃષ્ણા પ્રત્યે વૈરની લાગણીથી જોતા થયા જગદીશ પાસે તેનુ કાંઇ વળતુ નહિ, અને સત્યને આંચ આવી નહિ એવામા લાલચંદ શેઠ પણ પોતાના કર્મોનુ ફળ ભોગવવા સ્વધામ પહોંચ્યા નગરમા તેમના, તથા કુટુમ્બને માટે ભિન્ન ભિન્ન વાતો થવા લાગી. બણુચક તથા કૃષ્ણાને કાને પણ તેના પડઘા પડયા ને તેમને ખેદ થયો. ધીમે ધીમે તે કલંક ટાળવા પ્રયત્ન કરવા લાગ્યો કંચનને હવે સાસરાને ત્યાથી અહી આવવા બણુચકે કોઇએ આગ્રહ બતાવવા માંડ્યો નહિ.

બણુચક, જગદીશનો મિત્ર હોવાથી બનતી મદદ કરવા લાગ્યો. જગદીશનુ માન સારા જગતમા વધ્યુ હતુ તેથી તેની મૈત્રીમા બણુચક ગૌરવ માનતો જગદીશને પણ તેમા આનંદ હતો. રાજ્યમા અવનવા ફેરફાર થઇ ગયા હરીપ્રસાદની અલ્કાપુરી જપ્ત થઇ બાદ સંકેત પ્રમાણે કંચન પણ નવા રાજાના સૌભાગ્યભિષેકના હર્ષ પ્રસંગના

બાનાથી અણુચક ભાઇને ત્યાં આવી હતી અણુચક તથા કૃષ્ણા તેથી નારાજ થયા પણ લોક લજ્જાએ શાંત રહ્યા રાજ્યાભિષેક, લગ્ન વગેરેની ધામધુમ થઇ ગઇ સર્વત્ર આનંદ ને શાંતી હતી

એક વખત સમય સાધી હરિપ્રસાદ, કંચનને મળવાના બાનાથી અણુચકને ત્યાં આવ્યો કૃષ્ણા, અણુચકની ગેરહાજરી હતી. બન્ને વિષયપો ભેગા મળ્યા છેવટ કામના પ્રતાપે ક્રોધને વશ થઇ આ કાંટા ટાળવાના નિશ્ચય પર આવ્યા કંચને કગવાતા મનેજ તેમાં સંમતિ આપી હરીઆ હવે પહેલાના જેવો નહતો રહ્યો તેવુજ કંચનમાં પણ બન્યુ હતુ 'રસ ઉડી ગયા પછી ભ્રમરનો મોહ ઊડી જાય છે' તેમ બન્નેનું મન્યુ કંચનના કુકૃત્યોની જાણ હરીપ્રસાદને પડી ને તે સામંત તેને ઠપકો આપવા લાગ્યો હરીપ્રસાદના કાર્યો કંચનથી અણજાણ નહતા તેણે પણ સામા ઉભરા કાઢયા પરંતુ પોતાના પાપ છુપાવી, બીજાને શિખામણ આપનાર સ્વાર્થાંધ જીવને શું સુઝે? તકરાર વધી કૃષ્ણા એકાએક ઘરમાં આવી ને તેમની તકરાર છુપી રીતે સાંભળવા લાગી એવામાં અણુચક આવ્યો હરીઆને દેખતા ચીડાયો તેનુ અપમાન કરી પોતાના ઉભરા કાઢવા લાગ્યો

પાપીઓની તકરારનો મુદ્દો અણુચકના સાંભળવામાં આવ્યો હતો, તેથી તેણે કહેવા માંડ્યુ કે 'પાપાત્મા ' તુ એમજ સમજે છે કે પુરૂષોને જ્યાંને ત્યાં પોતાના પાપ કરવાની ઇશ્વરે છુટ આપી છે ને સ્ત્રીને નથી આપી? ઇશ્વરી કાયદો સરખો છે ' પાપને માટે ઇશ્વર દરેક પ્રાણીને એકજ શિક્ષા આપે છે તુ કંચન જેવી મોહાંધને ફસાવી તેના કાર્યની પરિક્ષા લે છે પરંતુ તુ શુ તેની પાસે જવાબ માગે છે? નામ કાર્યો વિચાર તે કંચન પર કયા હકથી દુષ્ટ નજર કરી

તેના જીવનને કલકીત કર્યું છે તેને વિષય સ્વાદ આપી, સારા જગત્મા બદનામ કરી હડકાઇ કુતરી બનાવી છે અરે અમને લજાવ્યા છે જા ચડાળ જા શુ કરૂ? પ્રભુ દુષ્કૃત્યનો બદલો આપે છે! પોતાનુ તપાસ્યા વિના ડાહ્યા બની, બીજાને સુધારવાનો, શિક્ષા કરવાનો દાવો તને શુ છે! સમજ હજી સર્વ વિચાર કાઢી નાખ કર્યાં કર્મને માટે પસ્તાવો કર. કચનને, અરે! સારી જગતની સ્ત્રીને માતા, બેન માની જીવન સુધાર!

આટલુ કહેતા તે ખૂબ રોયો. કચન, હરીઓ સહ જેવા સ્તબ્ધ થયા કૃષ્ણા બહાર આવી. ભાઇના રૂદનમા ભાગ લેવા લાગી, ને તેને શાતિ આપવા લાગી બબુચકે ધૈર્ય ધારી, તે પાપીઓને મારી આપી, ચાલી જવા કહ્યુ. કચનને આવતી કાલે સવાર થતા નીકળી જવા જણાવ્યુ તે કોઇ વખત પણ પોતાને ત્યા પગ ન મૂકવા હુકમ ફરમાવ્યો.

હરીપ્રસાદથી બબુચક જેવા નિર્દોષ નવયુવકના શબ્દો ન સખાયા પોતાનુ પોત પ્રકટ થયુ છેવટ તે મુ આપુવા થતો ચાલ્યો ગયો. કચનના મનને જરા લાગણી નથી પત્થરનુ હૃદય પત્થર રહ્યું

સવારી થતા કૃષ્ણાને કચન મળી. જબરજસ્તીથી બોલાવી અતિ આગ્રહે કૃષ્ણાને ઉત્તર વાળવાની ફરજ પડી.

કચનને પોતાનુ વ્યાખ્યાન શરૂ કર્યું બ્હેન કૃષ્ણા! મારી સર્વ વિપત તારી જાણમા છે હુ પતિવાળી છુ. છતા મને મારા દુષ્ટ સ્વભાવ, અરે! મદનરાજ, મને આવા કાર્યમા પડવા ફરજ પાડે છે તો તુ પતિવિનાની વિધવા તારા તાપને શાત કરવા કઇ સ્થાન મેળવે તે સારૂ છે.

કૃષ્ણાને આજે બેચેની હતી તેનુ ચિત વ્યાકુળ હતુ છતા આ શબ્દોએ તેને સખ્ત આઘાત કર્યો તેણે ઉત્તર વાળ્યો. કમજાત બ્હેન ! બ્હેન કહેતા મને શરમ આવે છે તારા પાપી વિચારો તારી પાસે રાખ, હજી સુધર તને શી ખામી છે ? અરેરે ! તે છતા એક, બે એમ અનેક સાથે તારા કૃત્યોને વખાનુ છુ ફટાવુ છુ જવાદે મને તારૂ મુખ ન બતાવ

કંચને ખીજાઇને કહ્યુ જા જા ગાંડી ક્યાં શુ પુરૂષો એક સ્ત્રીથી સંતોષ માની બેસી રહે છે ? તે પણ કુતરાની માફક ઠેર ઠેર ને ઘેરઘેર ટુકડા વિણતા નજરે પડે છે તો પછી આપણો શુ દોષ ?

કૃષ્ણાએ ઉત્તર વાળ્યો અરે ! તેવા નરાધમોને સહસ્રકોટી ધીટકાર છે. અરે પશુઓ કરતા અધમ કૃત્ય કરતા નરજાતિ લજાતી નથી.

આમ કહી તે ચાલી જતી હતી તેવામા સામેથી શ્યામવર્ણી, શ્યામ વસ્ત્રથી સજ્જ થયેલો યમરૂપી હરિપ્રસાદ આવ્યો. કૃષ્ણાને તેણે પકડી કૃષ્ણાએ તેને ઓળખ્યો પરંતુ ના ઇલાજે ચૂપ રહી કંચન પાસેજ હતી કંચને કૃષ્ણાને પોતાના વિચારોમા ભળવા બહુ સમજાવી છેવટ સમજાવી. પાપાત્માએ બલાત્કાર કર્યો. તેના દેહ ઉપર ઘણા કૃષ્ણાએ બૂમ પાડી તેવામા તો અંક તે મુજબ હરીપ્રસાદે તેને ઠાર કરી.

હાય વિભુ ! પ્રભુ મને બચાવજો ! આટલા શબ્દો શ્રવણે પડતા તો તે પ્રભુના વ્યાપી ધામમા પહોચી પોતાનો ટેક જાળવ્યો, તેની કારમી ચીસ શેરીમા સંભળાઇ, મનુષ્યનુ દોડનો તે ઓરડા તરફ ધસ્યો

કચન તો ગાડા તુલ્ય બની હતી તે ભાન વિનાની બની હતી હરીપ્રસાદે કૃષ્ણાના દેહની વ્યવસ્થા કરવા માડી પણ ન ફાવ્યો બણુચક આવી પહોચ્યો ત્યા તો ભયભીત દૃષ્ય જોવામા આવ્યુ બણુચકને જોતા હરીપ્રસાદ પલાયન કરી ગયો. બણુચકના ખેદનો પાર રહ્યો નહિ તેની પત્ની આવી તે પણ ગભરાઇ નગરશેઠના ધર્મી આ મહોકાણુ થઇ કચન તો મુર્ચ્છા આવવાથી પડી હતી સૌ ભેગા થયા, ને માહોમાહે વાતો કરવા લાગ્યા

બણુચકે ધૈર્ય ધારી, જગદીશને ત્યા જઇ સર્વ હકીકતની જાણ કરી સિપાઇ તથા તેના ઉપરીને 'ખબર પડી કે તરત આવી જુબાની લીધી જગદીશ પણ ત્યાં આવ્યો હતો. તેની સુમયાનુસાર કચમને બધન કરવામા આવી લાશ ઉપાડી લેઇ ગયા

જગદીશે બણુચકને સાથે લીધો, ને હરિપ્રસાદની તપાસ કરવા સિપાઇઓ છૂટયા આ પ્રમાણે લગ્નના આનદી-દિવસોના છેલ્લા દિવસે બણુચકના ઘરમા ક્લેશ વ્યાપ્યો

હરિપ્રસાદ નાસી જમીનદારોની બેઠક ભરાતી ત્યા નિયમ પૂર્વક જઇ બેઠો એક મોટો જાગીરદાર હુકો ગગડાવતો બેઠો હતો સામસામી સર્વ મિત્રો એકજ હક ધરાવનારાની મડળી બેઠી હતી કોઇને પણ હરીઆના કુકૃત્યની ખબર નહતા. તે શાતપણે બેઠો હતો, છતા તેના મ્હોનો ચ્હેરો અજાયબી ઉપજાવે, તેવો હોવાથી એક જણે પ્રશ્ન ઉઠાવ્યો પરતુ તેને તે પાપીએ ઉડાવી માર્યો કેટલીક ખટપટો, ચાલુ ગામ ગપાટા, રાજ્યની સ્થિતિ પર વાર્તાલાપ ચાલતો હતો, પાપીને તેમા રસ પડતો નહતો. તેવામા તો સિપાઇની ટોળી ત્યા આવી, ને

તરતજ હરિપ્રસાદને પરહેજ કરી ચાલતા થયા સર્વને આશ્ચર્ય થયું રાત્રીમા તો આખા શહેરમા સમાચાર પ્રસર્યા.

## પ્રકરણ ૧૧ મું.

### રાજ્ય દરબાર અને ન્યાય

રાત્રીમા તો લાલચંદ શેઠના ઘરના અને હરિપ્રસાદ જાગીરદારના સમચાર કુન્દનપુરીના ઘેરઘેર પહોચી વળ્યા લોકોએ અવનવા તરંગો ઉઠાવ્યા આજે હર્ષનો છેલ્લોદિન હોવાથી પ્રાત થતા સર્વ વિખરાવાની તૈયારીમા હતા તે તૈયારી કરવા લાગ્યા

સવાર થતા સૌ બહાર ગામવાસીઓ, રાણાઓ, સૈન્ય વગેરે વિદાય થયુ ગામે ગામ શહેરે શહેર આ સમાચાર ફેલાયા આનંદમા છેલ્લે દિવસે કંઇક ડખલ પહોચ્યુ વિશ્વમા તેમજ બને છે. સર્વ કાર્ય સુગમ રીતે પાર નજ પડે ઇશ્વરની લીલા ! !

રાત્રીના થયેલા ખુનનો ચુકાદો આજ થવાનો હતો, નુતન રાજાનો રાજકારભાર વ્યવસ્થિતપણે આજથી ચાલવાનો હતો, આજે પહેલો દરબાર ભરાવાનો હતો તેમા આજ કેસ આવ્યો

પરદેશીઓ સર્વ ચાલ્યા ગયા હતા રાજદરબારમા હકધરાવના-

ઓ, કાર્યવાહકો વગેરે નિયમસર આવી ગયા. લોકોના ટોળા દરબાર આગળ ભરાવા લાગ્યા જગદીશે આજે ખાસ કરીને સ્ત્રીઓ માટે દરબારમા હક ધરાવનારાઓ, કાર્યવાહકો વગેરે નિયમસર આવી ગયા લોકોના ટોળા દરબાર આગળ ભરાવા લાગ્યા જગદીશે આજે ખાસ કરીને સ્ત્રીઓ માટે દરબારમા બેઠક રખાવી હતી સ્ત્રીમંડળ આવ્યુ મોહિની, ચંદ્રા, સુંદરી, સુશિલા વગેરે આવ્યા જગદીશ પણ પોતાને સ્થાનકે બેઠો વખત થતાં મહારાણો સર્યુસિંહ સભામા આવ્યો સર્વેએ તેને માન આપ્યુ દરબારનુ કાર્ય શરૂ થયુ નાના નાના કાર્યોનો નિકાલ આવ્યો, કે તરતજ પ્રધાન તરફથી ખુનનો કેસ રજુ થયો કેસ તપાસતા લાલચંદ શેઠનુ નામ જોવામા આવ્યુ તે શેઠને દરબારમા માન હતુ તેથી રાજાને આશ્ચર્ય થયુ, ને કેસ ઝીણવટથી ઉકેલવા માડ્યો પ્રથમ લાસ મગાવી. દરબારમા લાસ આવતા કૃષ્ણાને સર્વેએ ઓળખી. સૌ ખેદ પામ્યા. ખુદ રાણાને ખેદ થયો સ્ત્રી વર્ગને ધ્રુજારી છુટી કૃષ્ણાનો ચહેરો નિખાલસને શાત, ઈશ્વર સ્મરણ કરતો હોય, તેવો જણાતો હતો. રાણાએ લાસ ઉપાડી જવાની રજા આપી બાદ બે ખુની આરોપીને રજુ કર્યા એક નગરશેઠની નાની દીકરી ' તો બીજો દરબારમા સ્થાન ભોગવતો જાગીરદાર ' ' તેની સાથેના, તેના જેટલો હક ધરાવતા તો કમ્પ્યા ને જુદા જુદા વિચારમા પડ્યા કેટલાક તેને ધિક્કાર આપતા હતા સાક્ષી તરીકે બણુચકજ હાજર હતો

બણુચકે જણાવી લીધુ કે મહારાણા '' આ ખુન આ પાપીના હાથથી થયેલુ છે ને તેમા આ કમભાગી કંચનનો હાથ છે '' મે મારી જાતે ખુનીને લાસને ઠેકાણે કરવા જતા જોયો હતો તે વખતે કંચન બે ભાન થઈ પડેલી હતી મને જોતા આ નરાધમ નાસી

ફુટ્યો છે આ ખુન કરવાની કોશિશ બન્ને આરોપીએ પ્રથમથી કરી મુકી હતી કૃષ્ણાને અપવિત્ર કરવાની ઇચ્છાનુ પરિણામ ! !

આટલી જુબાની બસ હતી ગણાએ કચનને પોતાની વિગત જણાવવા કહ્યુ કે કચને બેસીને કહેવા માડ્યુ ઊઠી શકવાની શક્તિ પણ તેનામાથી નાશ પામી હતી

મહારાણા ! ! આ મારી નિર્ભાગી પવિત્ર બ્હેનનુ ખુન થતુ જોઈ મને ફુજ આવે છે બેભાન બની છુ મગજ ઠેકાણે નથી છતા સત્ય હકીકત રજુ કરૂછુ ભ્રાતા તુલ્ય ગણા ! મારા પાપે, મારી દુષ્ટ વાસનાએ આ કમજાત કાગા સાથે મે સબધ બાધ્યો હુ ને તે બને અધમ કાર્યમા ખૂબ વધ્યા તે પાપી તો પહેલેથીજ હતો હુ હજી બાળા છુ બાદ મારી વિધવા બ્હેનને કલકીત કરવા તથા અમારા કાર્યને ધિક્કારની નજરે જોતી હોવાથી તેને અટકાવવા પાપાત્મા ચડાળે તેને ઠાર કરવાનુ સુચવ્યુ મે તેમા જીભ આડી કરી મને પણ ઠાર કરવાનો ભય આવ્યો મે જીવ બચાવવા તેમા ચૂપકી પકડી

પછી બીજે દિવસે હુ, તમારી બેન પોતાના પવિત્ર, અપવિત્ર સિદ્ધાતની તકરારમા હતા, તેવામા આ રાક્ષસે આવી તેના પર હુમલો કર્યો તેનો બચાવ કરવા બૂમ મારી તેવામા તો તેને પૂરી કરી, કે હુ પટકાઇ ગઇ

ગણાએ સર્વ સત્ય હકીકત મેળવી પ્રથમ કેસને, તે વળી સત્ય, ચુકાદો થઇ ગયો છતા આરોપીને સાભળવાની જરૂર જોઇ જેવો રાણો આરોપીને પૂછવા જાય છે, કે જગદીશે બે શબ્દ કહેવા માગણી કરી રજા મળી

જગદીશ—મહારાણા ! સભાવર્ગ તથા સ્ત્રીવર્ગ, આ કેસમા મને કઇ રસ છે, તેનો મુળ ઇતિહાસ મારી જાણમા હોવાથી સર્વની જાણમા મૂકવાની ઇચ્છા કરૂ છુ

“ લાલચદ શેઠ લોભી, અને અનીતિથી પૈસો ભેગો કરનાર હતા, કચન જે અત્યારે આરોપી તરીકે ઉભી છે, તે પૂર્વના સસ્કારને અને સમાગમના પ્રતાપે અધમ નીવડી તેણે પોતાની જાળ મારા તરફ ફેકી. આ સાભળતા સર્વ વિસ્મય પામ્યા તેને સમજાવી વાળી, પણ અધ પતગીયુ ફરતુ ફરતુ આ ચડાળના દીપ તેજમા મોહ્યુ ને જીવન કટુ કર્યું અરે ! જગતમા દષ્ટાન્ત આપ્યુ વિષ રૂપી વિષયે કરી, તેનુ કર્મ દીને દીને વૃદ્ધિને પામ્યુ તેવુજ આ આપણા હરિપ્રસાદ ભાઇનુ બન્યુ !

રાણાએ પ્રશ્ન કર્યો કે તમોએ મને પ્રથમ જાણ કેમ ન કરી, ને અનીતિને અટકાવવા ઉપાય ન લીધો ?

જગદીશ મહારાણા આપ ત્યારે રાણા ન હતા, હુ અમાત્ય ન હતો કાર્યની ફરજ હાથ આવતાજ તેનો નિકાલ આવ્યો ને પ્રથમજ કેસ, તે જોવામા આવી ગયો. પહેલા મહારણા રાણા હતા, લાલચદની આબરૂને જાગીરદારની આબરૂને લીધે મહારાણાને માઠુ લાગે તેથી સાહસ ન કર્યું બાદ કૃષ્ણાએ પણ મારામા કઇ જોયુ તે સસ્કારી માળા સમજી, ને વૈધવ્ય વ્રતનુ પાલન કર્યું મે તેને બ્હેન માની તેણે મને ગુરૂ માન્યો બબુભાઇની જાણમા તે છે પોતાના જેવી બ્હેનને બનાવવાનો લોભ, કૃષ્ણા ન ચૂકી મારી સુધરી ન સુધરે, તો તેનુ શુ

ગણ્યુ ? છતાં તેણે ઉદ્યમ ચલુ રાખ્યો ત્યારે તેનું કડવું ફળ તે બિચારીને ભોગવવુ સુઝયું આ ખુન કરવાનુ સાહસ તે બાળ-કંચન ન કરી શકે ! તેનુ હૃદય પોચુ છે, તેજ ન્યાયે તે આવી અધમ બની છે, ને સારાસારનો વિચાર કરી શકી નથી તેને હવે સ્મરણ થાય છે પસ્તાવો થાય છે જોનાર આંખ વડે સ્પષ્ટ જોઇ શકતા હશો.

જાગીરદાર હરીપ્રસાદ મારો કુટુમ્બી છે મારી જાગીર તેને કબજે છે અરે ! આ તો મારા સ્વાર્થની વાત આવી તે કુલાંગાર છે ને તેના સહાયકો આપણી નજરે છે, તે હવે આ દષ્ટાંતથી શિખામણ લેશે ! !

મહારાણો બોલી ઊઠયો વાહ ! મારા શાણા અમાત્ય ! મિત્ર ! ભાઇ ! તમે ન્યાય ઠીક કર્યો સારૂં ન્યાય શાસ્ત્ર રજુ કર્યું તમે પ્રત્યેક કાર્યમાં નિપુણતા પ્રકટ કરો છો આ મારી સમક્ષ બીરાજતા સભાસદોને પણ વિના સંકોચે ઠપકા રૂપે શીખ આપો છો તેથી તમારો આભાર માનવાની અને ધન્યવાદ આપવાની હુ નોંધ લઉંછુ બાકી, આમ ખુલ્લા દીલથી ન્યાયી અને સત્ય કહેનાર અધિકાર પદ ભોગ-વતો આત્મા, પોતાના સહાધ્યાયી પોતાના સાથી, પોતાના કાર્યમાં મદદનીશોની ભૂલો પણ ખુલ્લી કરનાર કોઇ વિરલ પુરૂષ હશે ! !

પછી હરિપ્રસાદ પ્રત્યે રાણાએ કહ્યું હરીપ્રસાદ ! તમારો આખો કેસ તમે સાંભળ્યો છે તમને પૂછવાનુ રહેતુજ નથી છતાં ન્યાયા ધીશ તરીકે તમને પુછુ છુ કે તમારે કાંઇ કહેવું છે ? બચાવ તો નથીજ, છતાં તમને કહેવાની છૂટ છે હરિપ્રસાદે ધીમે સાદે ઉત્તર

વાળ્યો મારો કેસ સર્વ સત્ય છે મારે કહેવાનુ કાઇ રહેતુજ નથી મારા પાપો કહી રહ્યા છે

- રાણાએ સૌનુ સાભળ્યુ ન્યાય થઇ ચૂકયો હતો, છતા નિયમ પૂર્વક જાહેર કીધુ કે—પ્રથમ આરોપી હરિપ્રસાદ જાગીરદાર ! તમો આ કેસના ખુની ઠરો છો જેથી આજથી તમારી સર્વ જાગીર જપ્ત કરવામા આવે છે જેથી તમારા વશજ તથા બીજા, અધમ કૃત્ય કરતા અાચકો પાય તમને હવે પશ્ચાતાપ થતો જણાય છે, પરતુ તે નિરર્થક છે મટે તમને દેહાત દડની શિક્ષા થવી જો એ આ કેસ મારી પાસે પ્રથમ હોવાથી, તથા એવી ક્રૂર શિક્ષાથી હુ વિમુખ હોવાથી તમને મારા સામ્રાજ્યમાથી હાકી મૂકવાની સજા ફરમાવુ છુ !

બીજા આરોપી કચનકુમારી ! તમોએ આ ખુનીના કાર્યમા મદદ આપી છે, ને તેને, તે કાર્ય કરવાના દુષ્ટ ગુણમા સયોગ દીધો છે જેથી તમોને સ્ત્રી હોવાથી બે વર્ષની સાદી કેદની સજા આપુ છુ બાદ તમારૂ ચારિત્ર સારૂ જણાયે તમને છુટા કરવામા આવશે

હવે આ કેસમા બીજાઓને પણ કઈ શિક્ષા થાય તેમ લાગે છે ને તેજ કે હરિપ્રસાદની ટોળીના જાગીરદારો તથા તેના ભાગીદારને, તેમની જાગીર દયાની લાગણીથી રાખુ છુ હવે પછી મારા દરબારમા તેમને સ્થાન મળશે નહિ ને જો કઇ પણ ગુન્હો તેમના તરફથી જણાશે તો સખ્ત પગલા લેવામા આવશે

દરબારે, પ્રજાએ ખુનના કેસનો ચુકાદો સાભળ્યો પ્રધાનો તેમા સંમત થયા, કે તરતજ આરોપીને સર્વ સમક્ષ સજાનો અમલ થવા દુર કર્યા

જાગીરદારો શરમાયા મનમાં બબડયા પરંતુ વિધીના લેખે, પોતાના કૃત્યે, ગોળીના સાથીના કર્મે હજી બચ્યા જાણી નીચું મો ગણી ચાલ્યા ગયા દરબાર ખીખગયો લોકોના ટોળેટોળા ઘર ભણી વળ્યા સૌ રાણાને ધન્યવાદ આપવા લાગ્યા જગદીશના કાર્ય માટે તો ખૂબ હર્ષ પામ્યા આ દ્રષ્ટાંતે અધિકારી, દરબાર વર્ગ, જાગીરદાર પુરૂષ ને સ્ત્રી સર્વ લોકસમુહ ધડો લેતા શીખ્યાને સર્યુસિંહના રાજ્યમાં નીતિનો વધુ સંચાર થયો

ગણો, કુટુમ્બ સાથે ચાલુ કેમ બાબત વાતચીત કરતો મહેલ તરફ વળ્યો બબુચક સાથે હતો તેને શાંત કરી સમજ આપી ઘેર જવા રજા આપી બબુચકે રાણા તથા જગદીશનો આભાર માન્યો

કંચનનો દેહપતિ પત્નિ વિનાનો બન્યા, ને પોતાનો સંસાર જ્યા ત્યા સ્ત્રી વિના નભાવવા લાગ્યો તેને સંસાર પર વૈરાગ્ય થયા, પરંતુ ભાગ્યવિના સંસાર કેમ છૂટે ?

---

# પ્રકરણ ૧૨ મું.

---

## આનંદાશ્રમ

કેટલાક દિવસથી મગજમા ગોઠવી રાખેલા વિચારો, જગદીશે ચંદ્રા સમક્ષ રજુ કર્યા ચંદ્રાએ ' સ્ત્રી ઉદ્દેય ' નો દીવ્યમંત્ર જગદીશ જેવા નવયુવક, ને અમાત્યપદે બીરાજતાના

મુખથી સાંભળ્યો તરતજ ચંદ્રાએ સહાનુભુતિ આપી આશ્રમમાં સ્ત્રી ઉદય સબંધીની યોજના કરવા નક્કી થયું જેમ અત્યારની સારી વનિતાવિશ્રામો કામ કરી રહી છે તેમ, છતાં તેમાં કંઈ તફાવત પણ હતો આશ્રમના મુખ્ય અધ્યક્ષનું કામ ચંદ્રાએ સ્વીકાર્યું, અને સહમંત્રી તરીકે કુમારી સુંદરી, તથા મોહિની દેવીને રાખવા નક્કી થયું આમ વિધવા, સૌભાગ્યવતી અને કુમારિકા દરેકે દરેક સ્ત્રી જાતિને, નીચથી ઉચ્ચ સુધી સર્વ સંસાર સાગર તરવાને બરાબર તૈયાર થાય એવો અથાગ પ્રયત્નની રૂપ રેખા ઘડાઈ એક પ્રસંગની રાજરાણી અત્યારે સંન્યાસીની થવા કબુલ થઈ અમાત્ય જગદીશ તેને મંત્ર આપી તંત્ર કેમ ચલાવવું તે સમજાવવા લાગ્યો

દરબારના દિવસે રાત્રીના રાજકુટુમ્બ મંડળ એકત્ર થયું સર્યુસિંહે ચંદ્રાને સોનગઢ તરફ જઈ વ્યવસ્થા કરવા વિનતિ કરી, જગદીશને પણ સોંપેલા કાર્યમાં તરત જવા જણાવ્યું

સર્યુંગણાનો હુકમ થતા જગદીશે પ્રાર્થના કરી રાણાશ્રી ! અમે અમારી ફરજ માટે જવા તૈયારજ છીએ પરંતુ તે પહેલાં ચંદ્રાદેવીના હૃદયમાં રમી રહેલું એક કાર્ય પ્રથમ સમાપ્ત કરી અમો ત્યાં જવા પ્રયાણ કરીશું

આમ જગદીશના શબ્દો સાંભળતા સર્યુએ હર્ષ સાથે આશ્ચર્ય પામી કહ્યું અરે ! ચંદ્રાદેવી ! એવું તે કયું કાર્ય હજી આપે હૃદયમાં રાખ્યું છે ? ચંદ્રાએ જણાવ્યું તે સર્વ જગદીશભાઈ જણાવશે

જગદીશે કહેવા માડ્યું. સાંભળો સર્યું, મહારાણી મોહિની દેવીરૂપ ચંદ્રા અને કુમારી સુંદરી ! સર્વ સાંભળી રહ્યા આ કાર્યમાં દરેકને ઓછું વત્તુ લાગતુ વળગતુ હતું.

રાણા તથા સ્નેહીવર્ગ ! ચંદ્રદેવીની આ વૈધવ્ય અવસ્થા પ્રાપ્ત થવાથી હવે તે સંસારની માયામાં, તથા ખટપટમાં ચિત્ત પ્રેરવા માગતા નથી, ને સન્યાસિની તરીકે જીવન વ્યતીત કરવા ઇચ્છે છે સર્વને આશ્ચર્ય થયું છતાં આપે સોંપેલું સોનગઢ તથા રામપુરની સ્વતંત્રતાના કારભારની વ્યવસ્થા થતાં સુધીનું કાર્ય ઉપાડવાને ઇચ્છે છે તે પહેલાં પવિત્ર નર્મદા તટે એક મહાન યોગાશ્રમ સ્થાપી, ત્યાં સ્ત્રી વર્ગની ઉન્નતિ થાય ને તેઓ મનુષ્ય અને ઇશ્વર પ્રત્યેની પોતાની ફરજો સમજી આ લોક ને પરલોકનું શ્રેય કરે તેવી તેમની શુભેચ્છા છે.

સર્વ મંડળે ખુશાલીના અવાજમાં સંમતિ આપી બાદ આપણા આ ત્રણે નેતાઓ જુદા જુદા ધર્મવાળા છે તે સર્વની જાણમાં છે છતાં જણાવું છું કે આ કાર્ય ચંદ્રાદેવીનું આ ઉપાડેલ છે પરંતુ તમે તેમાં ભળી પોતાની અવસ્થાના ધર્મો ઉત્સાહી, ખંતીલી સ્ત્રીઓમાં ઉતારવા સમયાનુકુળ તત્પર થશો કુમારી સુંદર ! તું પણ ચંદ્રાદેવીની સાથેજ આશ્રમમાં નિવાસ કરવો ઉચિત માનીશ.

સુંદરીએ હર્ષ સાથે તે વાત કબુલ રાખી મોહિનીદેવી ! આપ રાજ્ય ગણી છો તમારે શિર સંસારનો સર્વ બોજો છે છતાં તેમાં વિશેષ મોહ મમતા ન રાખી નિર્લેપ જેવા બની વધુ વખત જનસેવા-પ્રભુસેવામાં ગાળી સમાજ ઉન્નત કરશો તેથી તમારા રાજ્યની વૃદ્ધિ થશે "**સ્ત્રી ઉદયે પ્રજાનો ઉદય છે.**"

ત્રણેએ પોતાના કાર્યો ઉપાડયા સર્વે રાણાને આર્થિક વ્યવસ્થા માટે જગદીશે પ્રાર્થના કરી, ને તે તરતજ માન્ય થઇ આ

પ્રમાણે ' શ્રી ઉદયાશ્રમ ' ની રચના રચાઈ ગઇ, કે તરતજ જ્યોતિષીને બોલાવી આશ્રમને માટે મુહુર્ત જોવડાવ્યુ બે દિવસ પછી ઘણુ સરસ શુભ મુહુર્ત આવ્યુ તે સર્વને પસંદ પડ્યુ તે દિવસે ચંદ્રા દેવી સન્યસ્ત ધારણ કરવાની હતી, અને આશ્રમની સ્થાપના થવાની હતી. આશ્રમના નામની રકઝક થતા, સુંદરીએ તેનુ નામ ' આનન્દાશ્રમ ' રાખવા સુચવ્યુ જોષીએ રાશી મેળવતા માન્ય રાખી પોતાનો હર્ષ જાહેર કર્યો. બાદ જોષીને ઘટિત દક્ષિણા આપી વિદાય કર્યો સારા નગરમા તેની જાણ કરી, અને આશ્રમ રચનાની તૈયારી થવા લાગી પ્રજામા, રાણાના અને તેના સહવાસી જનોના કાર્ય પ્રત્યેની વાહ વાહ થવા લાગી

× × × ×

આશ્રમ સ્થાપનાનો દિવસ આવી પહોચ્યો નગરમા આજે તહેવાર પળાયો ખુશાલીનો પાર નહતો ને તેમા વળી સ્ત્રીઓની ખુશી એટલે તેનુ તો પૂછવુ શુ ? દરેક સ્ત્રી પોતાનો આનંદ અધિક અધિક બતાવતી, ને તે ગૃહશ્રૃંગારી પ્રદર્શિત કરતી બરાબર નવ વાગતા તેનું મુહુર્ત હતુ નર્મદાજી તટે આશ્રમના ચોગાનમા સર્વ મેદની ભરાઇ એક તરફ પુરૂષવર્ગ ને બીજી તરફ સ્ત્રીવર્ગ હતો નેતાના સ્થાનો સ્ત્રી વર્ગમા હતા પરમાત્માની પ્રત્યક્ષ મૂર્તિજ ન હોય, તેવી ' શ્રી સત્યદેવની મૂર્તિ ' પધારાવામા આવી હતી રાણો, અને સાથે રાજમંડળ આવ્યુ. સર્વેએ તેમને માન આપ્યુ

બાદ સંન્યસ્ત દિક્ષાનુ કાર્ય શરૂ થયુ ચંદ્રાને કર્મકાંડથી સન્યાસિની બનાવી. તેના આનંદનો પાર નહતો સંન્યસિની બની પોતાની ફરજ પરિપૂર્ણ બજાવાય તે માટે પ્રભુની પ્રાર્થના કરી—

મોહિની તથા સુંદરીએ સેવા ધર્મની દીક્ષાઓ લીધી. અને પ્રભુ પાસે પ્રાર્થના કરી આજનો આનંદ અસિમ હતો. હરેકના મુખપર આનંદ ને હોશ નજરે પડતા

ભજન, કીર્તન, પ્રાર્થનાઓ થઇ રહ્યા બાદ મહારાણીએ સમાજનને આશ્રમ માટે અથાગ યત્ન કરવા સૂચવ્યુ, ને પોતાથી બનતી તમામ મદદ આપવા કબુલ કર્યુ

એવામા ૐના ઉચ્ચારથી પવિત્ર વાતાવરણ કરતા મહર્ષિ પવિત્ર જળમાથી સ્નાન કરી મડપમા પધારતા જણાયા સર્વેએ ઉઠી માન આપ્યુ

મહાર્ષિએ બેઠક લીધા પછી સર્વ બેઠા આજનો દેખાવ જોઈ મહર્ષિને આનદ થયો ભાવી પ્રજાને ઘડનાર માતાઓને સન્માર્ગ બતાવી માતાને લાયક બનાવાના આશ્રમ માટે ખુશી બતાવી સ્ત્રીના ત્રણે ધર્મને લાયક ત્રણ પાત્રોથી કુન્દનપુરી સામ્રારજ્યનો ઉદ્ધાર થશે તેવુ ભવિષ્ય જણાવ્યુ

આશ્રમને માટેના મકાનો વગેરેની સગવડો થઇ ચૂકી અને સ્ત્રીઓની શક્તિથી આનદાશ્રમ-સેવાશ્રમની સ્થાપના થઇ ચૂકી મહર્ષિના હાથથી પાયો નખાયો જય ઘોષ થયો-સીતા, તારા, દમયતી, પાર્વતી, ગણુકદેવી, અને મીરાબાઇ જેવી અમારી બેનો અને પુત્રીઓ થાવ એવી હરેકના અતરની અભિલાષા હતી. મહર્ષિએ આશિષ આપી

ચદ્રાદેવીએ સ્થાપવાનુ કાર્ય સમાપ્ત થયા બાદ હવે બીજા કોઈ પણ કાર્યમા ધ્યાન ન આપતા આ ઉપાડેલા કાર્યમાજ લક્ષ આપી બીજી ઉપાધિઓમાથી મુક્ત થયા સુદરીએ પણ આશ્ર

મમા રહેવાની માગણી કરી માત્ર મેહિની દેવીએ રાજમહેલમાં રહી અવારનવાર આશ્રમ ઉપર દેખરેખ ગખી સેવા આપવા કબુલ્યુ. કેમકે તે રાજરાણી હતી અને આશ્રમની અર્થિક જરૂરીયાત તે વડેજ પૂર્ણ થવાની હતી અત્યારની કેટલીય સસ્થાઓને નાણાં માટે ભીખ માગવી પડે છે, જ્યા નાણાની તગી પડે છે વળી નાણા મળે છે તો નિઃસ્વાર્થીપણે સેવા આપનારાં માણસોની તગી પડે છે પૈસા આપનાર મળી રહે છે. પવિત્ર કામ કરનારની ખામીને લીધે ઘણા સરસ કાર્યો ઉપડી પડે છે અને છેવટ તે કામ બંધ પડતા મમાજમા હાની થાય છે, પરતુ પૈસા પુરતા મળવા છતા કામ કરનારા સ્વાર્થ સાધી પ્રજામા સેવાધર્મના દરવાજા તમામ બધ કરવાની સમાજ આગળ દલીલો રજુ કરે છે-કરાવે છે

આ આશ્રમના કાર્યવાહકો આદર્શ હતા રાગી છતે રાગ છોડી ત્યાગી થયા હતા. પૈસાની તેમને તંગી પડવાની ન હતી. આ આશ્રમમા સર્વ કામને સર્વ પ્રકારના સ્વભાવની સ્ત્રીઓને કેળવવાનો ઉદ્દેશ હતો આશ્રમમા રહેનાર સેવિકાઓ કહેવાય. અને તેમને સર્વ પ્રકારની જરૂરી ચીજો આશ્રમ તરફથી પૂરી પાડવાનુ નક્કી થયુ આશ્રમના સેવીકાઓ માટે બસે જગાની જોગવાઇ કરવામા આવી હતી, પદર, વીસ બાઇઓએ તેમા દાખલ થવા ત્યાજ પ્રતિજ્ઞા દર્શાવી ને તે કબુલ કરવામા આવ્યુ સભા વિસર્જન પડેલા મહર્ષિજીએ સદ્બોધ આપ્યો. પવિત્ર વાતાવરણ ફેલાયુ. બાદ સત્યનારાયણ દેવની જે ! મહર્ષિજીની જય ! સધુમહારાજની જય ! ચદ્રાદેવીની જય ! ! ના આનદકારી અવાજોથી સભા વીસર્જન થઇ મહર્ષિ આશિષ દેતા પધાર્યા.

---

# પ્રકરણ ૧૩ મું.

## છેવટ.

આશ્રમ સ્થપાતા તેમા સેવિકાઓને ભરતી થવા લાગી કેટલીક કુમારીકા, અથવા, વિધવા, પતિના, યુવાન તેમજ તેમજ પ્રૌઢ બાઇઓ આવવા લાગી. ચંદ્રા તેમજ મોહિની તેમને શાતિ આપતા, બોધ આપતા, સ્ત્રી તરીકેના ધર્મ સમજાવતાં કેળવીને ધાર્મિક શિક્ષણ આપી પોતાનુ કર્તવ્ય, સમાજ પ્રત્યેનુ કર્તવ્ય, ઇશ્વર પ્રત્યેનુ કર્તવ્ય સમજાવતા સ્ત્રીઓ નિસંકોચપણે તેમા આવતી, સાભળતી, વર્તન કરવા પ્રતિજ્ઞા લેતી થયેલી ભૂલો વિસરી જતી ચારિત્ર્યવાન બની આશ્રમની સેવિકા બની સેવામાની પ્રતિજ્ઞા લેતી. આજુબાજુના ગામોની બાઇઓ પણ ત્યા નિર્ભય રીતે આવતી હરેક વર્ગની સ્ત્રીઓ સાથે એકજ વર્તન રાખવામા આવતુ ઉંચ નીચકે માનાપમાન કોઇને માટે નહતુ આ પ્રમાણે થોડા દિવસોમા સખ્યા વધવા લાગી મકાનો તૈયાર થવા આવ્યા ને આશ્રમનુ કામ નિયમીત ચાલવા લાગ્યુ ચંદ્રાદેવી અધ્યક્ષ હતા ત્યારે સુદરી તેમની સહ મદદમા રહેતી આશ્રમ તે દેવધામ બની ગયો જ્યાને ત્યા તેના કાર્યની પ્રસશા થવા લાગી

કુન્દનપુરીના સામ્રાજ્ય, સોનગઢ, રામપુરમા શાંતિ પ્રસરી હતી, તે બે રાજ્યો સ્વરાજ્ય ભોગવી રહ્યા હતા, અને તેને માટેની યોગ્ય

લાયકાત બતાવતા હતી. કુન્દનપુરી સામ્રાજ્યને પણ સુખમા ન્યૂનતા ન હતી જ્યા સ્વરાજ્યની રૂપક પ્રતિમા દેખાઇ ન હતી.

સર્યુસિંહ પોતાની પ્રજાને સુખે સુખી, ને દુ:ખે દુ:ખી થતો. પ્રજાને કોઇ પણ પ્રકારની કનડગત રહી નહતી પ્રજાના લેશ દુ:ખ જાણમા આવતા, તો તે વિદારતા તરત યત્ન થતો

જગદીશ આદર્શ અમાત્ય થયા હતો સર્યુસિંહને પ્રસગ આવે કડવુ કહેતા પણ ચૂકતો નહિ અને થતી ભૂલો કે અજાણી બીના જાણમા આણતો સર્યુ-જગદીશ એક અગના બે હાથ બન્યા હતા જગદીશ માટે પ્રજાજનને અનહદ માન હતુ. જગદીશ આશ્રમ પ્રતે ખૂબ કાળજી રાખતો, અને આદર્શમા સહજ પણ ચૂક ન થાય તેની પૂરતી ચેવટ રાખતો જગદીશ એક પુત્રનો પિતા થયો હતો, તેમજ ગણો પણ રાજકુમારને પિતા થયો હતો છેવટ દુ:ખને અતે સુખ સૂર્યના દર્શન કર્યા હતા.      અસ્તુ. ! ! !



### આ નવલ કથાની પૂરવણી

તૈયાર થાય છે

## વિષય વિષ

### આ પુસ્તક મળવાનું ઠેકાણું.


૧. નવશક્તિ સાહિત્ય મંદિર—ગોધરા

૨ વર્ધમાન એન્ડ સં.સ પાયધુની—મુંબાઇ ૩

૩ આર વનમાળીદાસ ૧૮૩-૮૫ કાલબાદેવી-મુંબાઈ ૨

૪ દલસુખરામ કેશવરામ પંડ્યા—નડીયાદ

૫ રણછોડલાલ મોતીલાલ બુકસેલર રીચીરોડ-અમદાવાદ.

# વર્ણ લગ્ન માસિક માટે ?

૧ નાત પંચાયતો અને સ્વતંત્ર કલમથી લખાતુ, ચિત્ર આપી હૃદયપર લેખનની અચાટ છાપ પાડતુ, આ ઢબનુ કોઈ સામયિક ભારતમા ન હોવા માટે ..

૨ વર્ણ (જ્ઞાતિ) વ્યવસ્થા અને લગ્ન (વૃદ્ધ લગ્ન, બાળ લગ્ન, વિધવા લગ્ન, કજોડા વિગેરે) ની પ્રણાલી સુધારવા-માટે

૩ હિંદુ સમાજની અટપટી ગુંચો ઉકેલી શુષ્ક સમાજ જીવનમા પ્રાણ રેડવા, તેનુ સંગઠન કરવા અને દરમાસે નિયમિત નવનવુ બહાર પાડવા-માટે

૪ સામાજીક જીવનપર યુગ યુગ થયા બાઝી ગયેલ થર કાઢી સમાજને સુદૃઢ સર્વાંગ બનાવવા અને સાહિત્ય સેવા કરવા-માટે

૫ સમાજની અજ્ઞાન, પાખંડભરી રૂઢીનો નાશ કરવા અને દરેક જાતના સમાજ સુધારાના વિષયો ચર્ચવા-માટે

૬ મોટા અને આખુંગી લગ્નની બજાર તોડવા, લગ્નની જાહેરખબર લેવા, લગ્ન કરવા ઈચ્છતા અને કરેલાને વણુ ઘણુ શીખવવા અને ચેતવવા-માટે

૭ સ્ત્રી સ્વાતંત્ર્ય, વિધવા લગ્ન સાબિત કરવા, રોવુ, કુટવુ, હિંસા ન્યાત વરા લાજ પરદા નાબુદ કરવા અને સમાજે હડધુત કરી તરછોડી દીધેલા અ તેના ઉદ્ધાર કરવા-માટે

૮ સામાજીક તજી ખબરો, નોંધો, બાતમીઓ, નાની મોટી વાતો ટુચકા, મુસાફરી કાવ્યો હાસ્ય રસ્યો, વિનો આદિ વિષયો ચર્ચા જ્ઞાન સાથ ગમ્મત આપવા-માટે

૯ વર્ણ લગ્નની ઉપયોગીતા નામ આયંદબાદ સરકારે જાણી પોતાના રાજ્યના પુસ્તકાલયોમાં ખરીદવા મંજુર કરેલ છે-તેનુ કદ-ડેમી આઠપેજી ચાર ફોર્મ ઉપરાંત સુંદર ચિત્ર, છતા રૂ બે જેટલુ જુજ વાર્ષિક લવાજમ છે

આહા આ માસિક તો ઘણુ સારૂ છે, વાત સંભળાય છે કે છાના છાના પણ હજારો કુટુંબ વાંચે છે, ખરેખર ઉત્તેજન આપવાને લાયક છે એમજ છે-ત્યારે તમારી જાહેરખબર આપો ચાર આના મોકલી નમુનો મંગાવો, અગર રૂ બે લવાજમના મોકલી-લખો-ક્યાં ?-'વર્ણ લગ્ન' ઓફીસ

રાજકોટ—( કાઠીયાવાડ )